ગજીવાલા

# હાજર હિસાબી.

THE GAJIWALA

# HAJAR HISABI

by:

Hiralal Bhurabhai Gajiwala.

Publishers:

B. B. Gajiwala Sons & Co.

SURAT.



First edition,] 1939. [Price Rs. 5.

This book can be had from,

B. B. Gajiwala sons & Co.
Dudhara Sheri, Rampura,
SURAT, (India.)

Hiralal Bhurabhai Gajiwala.
Sanghadiawad, Gopipura,
SURAT, (India.)

Printed by Mangaldas Jekisondas Chokshi at Bharat Vajya P. Press opp. Telegraph Office, Surat, and Published by B. B. Gajiwala Sons & Co. Dudhara Sheri, Rampura, SURAT.

આ ચોપડી નીચેને ઠેકાણેથી મળશે.

બી. બી. ગજીવાલા સન્સ એન્ડ કું.
દુધારા શેરી, રામપુરા,
સુરત.

હીરાલાલ ભુરાભાઈ ગજીવાલા
સંઘાડીઆવાડ, ગોપીપુરા,
સુરત.

# સાંકળીઉ

અનુક્રમ પાના.



## વિભાગ ૫ મો.

# Index

Pages.



SECTION I



SECTION II



SECTION III



SECTION IV

SECTION V

# પ્રસ્તાવના

વ્યાપારી જગતની જનતાને સમય એ અતિ અગત્યનું અને કિંમતી અંગ છે. સામાન્યતઃ જુજમાં જુજ વખતમાં વધુમાં વધુ કામનો સરળતાથી ઉકેલ થાય એ દરેક નિપુણ અને કુનેહબાજ વ્યાપારીનું લક્ષ્યબિંદુ હોય છે. ઉપરોક્ત ધ્યેયની પ્રાપ્તિના સાધનરૂપ '**હાજર હિસાબી**'ને વ્યાપારી આલમને આંગણે રજુ કરવામાં આવે છે.

વ્યાપારના જુદા જુદા વિભાગની હિસાબ ગણત્રી '**હાજર હિસાબી**'ના પાંચ વિભાગોમાં આપવામાં આવી છે. જુદા જુદા દરે એકથી સેંકડો અને હજારો વસ્તુઓની કિંમત બતાવનારા પત્રકો તેમજ મહિના અગર વર્ષના ભિન્ન ભિન્ન દરે દિવસો અને મહિનાઓના ભાડાની કે પગારની થતી રકમો ગણીને તૈઆર પત્રકોમાં આપવામાં આવી છે. **માલની લેવડ દેવડના અગર પગાર કે ભાડાના કે વ્યાજના આંકડાઓ તૈઆર કરવા અગર તપાસી લેવા તે ઉપયોગના છે.**

શરાફી પેઢીઓમાં અને વ્યાપારીઓના અરસપરસના વ્યવહારમાં વ્યાજની ગણત્રી અગત્યાનો ભાગ છે. તેની ગણત્રીની રીતો આંટીઘુંટીવાળી છે. તે મોટી રકમના સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારો વડે કરવાની પ્રથા છે. અમુક માણસો જ વ્યાજના હિસાબ ગણી જાણનારા હોય છે. તેમની મહેનત અને વખતનો વ્યય હદ ઉપરાંતનો હોય છે. પરંતુ '**હાજર હિસાબી**'ની હાજરી એ બધી ઉપાધીઓનો મોટે ભાગે અંત લાવનાર અને તેમાંથી રાહત આપનાર નીવડશે. પત્રકોની મદદથી ઓછામાં ઓછા વખતમાં અને થોડામાં થોડી મહેનતથી વ્યાજના ખાતા તૈઆર કરી શકાય એવી પદ્ધતિ વ્યાજના વિભાગની સમજુત વાંચી જોવાથી મળી રહેશે. મુદ્દલ રકમ ઉપર વ્યાજની રકમો ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે તૈઆર કરી આ પુસ્તકના પત્રકોમાં આપવામાં આવી છે. **તે ઉપરથી ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણે તૈઆર થતી વ્યાજની રકમ ઉપજાવવાની સરળ રીત પણ ૪ થા વિભાગની સમજુતમાં આપવામાં આવી છે.**

વ્યાપારી જનતાને જેટલે અંશે આ '**હાજર હિસાબી**' ઉપયોગી અને લાભકર્તા નીવડે તેટલે અંશે તેની કાર્યસિધ્ધી થયલી ગણાશે.

'**હાજર હિસાબી**'ના પત્રકો બનતી કાળજીથી તૈઆર કરી આપવામાં આવ્યા છે. પરંતુ છાપાકામને અંગે રહેલી ભૂલોનું શુદ્ધિપત્રક દાખલ કરવામાં આવ્યું છે. છતાં કોઇ જગ્યાએ ચૂક માલમ પડે તો સુજ્ઞ વાંચક ક્ષમાવૃત્તિ દાખવી સુધારી લઈ અમારા ધ્યાનપર લાવે એવી આશા રાખવામાં આવે છે.

આ પુસ્તક અંગે સૂચનાઓ ધ્યાન ઉપર લાવવામાં આવશે તે સાભાર સ્વીકારવામાં આવશે.

આ "**હાજર હિસાબિ**"ને અંગે સૂચનાઓ આપવા તેમજ તે અંગે જે સહાય મુરબ્બી સ્નેહી પરભુદાસ માણેકલાલ તારકસ અને સ્નેહી ભોજરાય આત્મારામ માસ્તરે આપી છે તેનો ઉપકાર માનીએ છીએ.

| | |
|---|---|
| સંઘાડીઆવાડ, ગોપીપુરા.<br>**સુરત.**<br>જયેષ્ઠ વદ પંચમી સંવત ૧૯૯૫ | **હીરાલાલ ભુરાભાઈ ગજીવાળા** |

# PREFACE.

In the **World** of **Business.** Time has **Value.** And to avail one self of the time at his disposal all possible **Labour-Saving** measures should be essentially adopted. With that point in view this '**Hajar Hisabi**' is compiled and presented before every business-man.

The five sections of '**Hajar-Hisabi**' Contain tables for various accounts in business. They give the cost of any number of articles, weights measures etc. at different rates. There are tables giving the amount of wages and rent and pay and interest for days and months at different rates. **These are useful for preparing or inspceting bills.** In pedhis and firms the methcd of calculating interest is intricating and consists additions, subtractions, multiplications and divisions of items of many figures. Persons of Special qualifications can prepare khatas of interest. The time and labour they have to waste after this is beyond understanding. But the presence of **Hajar Hisabi** gives a great relief and tries to bring an end of wasting time and energy in preparing vyaja khatas. By refering the notes of tne Section 4 and with the help of its tables the khata of the interest will be prepared at the least possible labour and within the shortest possible time.

The amounts of interest on the Capital given in the tables are Calculated by Considering a year = 360 days. **The simple process to get amounts of interest on the Capital by Considering a year = 365 days from them is explained in the notes of the scetion 4.**

With all possible precautions the tables of '**Hajar Hasabi**' are prepared but owing to the misprints in the press the errata is compiled herewith. If any reader happens to find out any mistake, it is hoped, he will kindly correct it and bring to our notice. Other suggestions regarding this book are solicited.

This is the opportunity of offering my humble thanks to Revered. Parbhudas Maneklal Tarkas and Mr. Bhojrai Atmaram Master of Surat for rendering help in preparing this '**Hajar Hisabi**'

Sangbadiawad,
Gopipura,
Surat, 7th June-1939

**Hiralal Bhurabhai Gajiwala.**

# પ્રથમ વિભાગની સમજુત.

## (પા. ૪૯ થી ૧૯૪)

આ વિભાગમાં ૧ પાઇથી તે ૧૨ પાઈ સુધીના ભાવથી ૧ થી ૫૦૦૦ ની સંખ્યા સુધીમાંની કોઈપણ સંખ્યાની વસ્તુઓ, વજન કે માપની કિંમત બતાવનારા પત્રક આપવામાં આવ્યા છે. તેમજ ૧ પૈસાથી ૬૪ પૈસાના ભાવથી ૧ થી તે ૫૦૦૦ ની સંખ્યા સુધીમાંની કોઈપણ સંખ્યાની વસ્તુઓ, વજન કે માપ વિગેરેની કિંમત બતાવનારા પત્રક આપવામાં આવ્યા છે. ઉપરાંત ૧ આખી વસ્તુ, વજન કે માપના સોળ સરખા ભાગ કરી તે દરેક ભાગની ઉપર પ્રમાણેના ભાવે થતી કિંમત પણ આ વિભાગના પત્રકમાં જણાવવામાં આવી છે.

૧ પાઇથી ૧૧ પાઈની એક લેખે. ૧ થી તે ૫૦૦૦ ની સંખ્યાઓમાંની કોઈપણ સંખ્યાની વસ્તુ, વજન કે માપની થતી કિંમત આ વિભાગના અનુક્રમ પાના ૧૭૭ થી ૧૯૪ સુધીમાં આપી છે.

આ વિભાગમાં ૪૯ થી ૧૯૪ સુધીના પાનાઓ અનુક્રમે છે. તેના અંકો દરેક પાનાના મથાળે મધ્યમાં અનુક્રમે આપવામાં આવ્યા છે. તે ઉપરાંત દરેક પાનાની ડાબી અગર જમણી બાજુએ અંકો આપવામાં આવ્યા છે. આ અંકો વસ્તુઓ વિગેરેની સંખ્યાની આપેલા ભાવે થતી કિંમત શોધી કાઢવા મદદકર્તા છે. અને તે નીચે આપેલા દાખલાથી સમજાશે.

(દા. ૧) અમુક સંખ્યામાં કોઈ વસ્તુ સવાછ આનાની એકના ભાવે લીધી. હવે તેની કિંમત શોધવી છે. સવાછ આના ભાવ છે, તેના પૈસા (દોઢીઆ) કરવા તેના ૨૫ દોઢીઆ થશે. હવે જે પાનાની ડાબી અગર જમણી બાજુએ ૨૫ નો અંક હોય તે પાનું શોધી કાઢવું. એટલે કે આપણે તે પાનું જોઈશું કે જેના મથાળે તેની ડાબી અગર જમણી બાજુએ ૨૫ નો અંક છે. આ અંકવાળું પાનું જોવાથી માલમ પડશે કે તે આ વિભાગના ૯૭ અને ૯૮ મા પાના ઉપર આવેલો છે; એટલે એ પાના ઉપર ૧ થી ૫૦૦૦ ની સંખ્યામાંની કોઈપણ સંખ્યાની વસ્તુની સવાછ આનાની એક લેખેની થતી કિંમત રૂપિઆ, આના, પાઈમાં મળી શકશે.

(દા. ૨) અમુક સંખ્યામાં કોઈ વસ્તુ સવાબાર આનાની એકના ભાવે લીધી. હવે તેની કિંમત શોધવી છે. સવાબાર આનાના (દોઢીઆ) પૈસા ૪૯ છે. જે પાનાની ડાબી અગર જમણી બાજુએ ૪૯ નો અંક હોય તે પાના ઉપર તે મળી શકશે. ૪૯ નો અંક અનુક્રમ પાના ૧૪૫-૧૪૬ ઉપર છે. તે પાના ઉપર ૧ થી ૫૦૦૦ ની સંખ્યામાંથી કોઈપણ સંખ્યાની વસ્તુઓની સવાબાર આનાની એક લેખે થતી કિંમત માલમ પડશે.

ઉપરના દાખલા જોવાથી માલમ પડશે કે ૧ વસ્તુના ભાવ લેખે અમુક સંખ્યાની વસ્તુઓની કિંમત જાણવી હોય તો ૧ વસ્તુના ભાવના પૈસા કરવા. આમ કરવાથી જે પૈસા (દોઢીઆ) ની સંખ્યા આવે તે સંખ્યાનો અંક જે પાનાની ડાબી અગર જમણી બાજુએ હોય તે પાના જોવા.

દાખલો ૧ માં સવાછ આનાની એક વસ્તુનો ભાવ આપ્યો છે. સવાછ આનાના પૈસા (દોઢીઆ) ૨૫ થયા. એટલે જે પાનાની ડાબી અગર જમણી બાજુએ ૨૫ નો અંક છે તે પાના જોયા. ત્યાં અમુક સંખ્યાની વસ્તુઓનો સવાછ આનાની એક લેખે થતી કિંમત મળી. તેજ પ્રમાણે સવાબાર આનાની એક વસ્તુના ભાવની કોઈપણ સંખ્યાની વસ્તુઓની કિંમત ૪૯ નો અંક જે પાના ઉપર ડાબી અગર જમણી બાજુએ લખ્યો છે. તે પાના ઉપર મળી.

**એક વસ્તુનો જે ભાવ હોય તેના પૈસા (દોઢીઆ) કરવા. જેટલા પૈસા (દોઢીઆ) આવે તેનો અંક લેવો. તે અંક જે પાનાના મથાળે ડાબી અગર જમણી બાજુએ હોય તે પાના શોધી કાઢવા. પોણા આઠ આનાનો ભાવ હોય તો જે પાનાના મથાળે ડાબી અગર જમણી બાજુએ ૩૧ નો અંક હોય તે પાના જોવા. સાડાચાર આનાનો ભાવ હોય તો જે પાનાના મથાળે ડાબી અગર જમણી બાજુએ ૧૮ નો અંક હોય તે પાના જોવા.**

આ વિભાગમાં પાનાના અનુક્રમ પ્રમાણેના અંકો અને તેમની ડાબી અગર જમણી બાજુના અંકો અંગ્રેજીમાં આપવામાં આવ્યા છે. વસ્તુઓની સંખ્યા અને તેની કિંમતના અંકો અંગ્રેજીમાં આપવામાં આવેલા છે. પરંતુ દરેક પાનાની નીચે ૧ થી ૧૦ અંકો ગુજરાતી, અંગ્રેજી અને હિંદીમાં આપવામાં આવ્યા છે. કિંમત રૂપિઆ, આના, પાઈ,માં આપવામાં આવી છે.

આ વિભાગમાં દરેક પાના ઉપર ખાનાઓ છે. તે ખાનાઓને મથાળે No. અને Rs A. P. લખેલા છે જે ખાનાના મથાળે No. લખેલા છે તે ખાનામાં No. ની નીચે અંગ્રેજીમાં અંકો આપેલા છે. તે ૧ થી માંડી ૨૫૦ સુધી દરેક આપવામાં આવ્યો છે. ૨૫૦ પછી દશ, દશ, ઉમેરીને અંકો આપેલા છે. તે ૨૫૦ થી ૫૦૦ સુધી છે. ૫૦૦ થી ૧૦૦૦ સુધી સો, સો, ઉમેરીને અંકો આપવામાં આવ્યા છે ૧૦૦૦ થી ૫૦૦૦ સુધી હજાર, હજાર, ઉમેરીને અંકો આપવામાં આવ્યા છે. ત્યાર પછી એક આખાના સોળ સરખા ભાગ કરી તે ભાગો આપવામાં આવ્યા છે. આ ખાનામાંના આ અંકો વસ્તુની, માપની, તોલની, ડઝનની, ગ્રોસની, શેર અગર મણની, તોલાની અગર સેંકડાની, વાર કે ગજ કે ફૂટ કે ઇંચની સંખ્યા બતાવે છે. Rs. A. P. ના મથાળા વાળા ખાના. કોઇપણ સંખ્યાની વસ્તુઓ, તોલ, અગર માપની જે કિંમત અમુક ભાવે થતી હોય તે રૂપિઆ, આના, પાઇમાં બતાવે છે.

જે ખાનાના મથાળે No. છે, તે ખાનામાં ૫૦૦૦ ના અંક પછી ૧/૧૬; ૧/૮; ૩/૧૬; ૧/૪; ૫/૧૬; ૩/૮; ૭/૧૬; ૧/૨ ૯/૧૬; ૫/૮; ૧૧/૧૬; ૩/૪ ૧૩/૧૬; ૭/૮; ૧૫/૧૬. આવેલા છે. એક વસ્તુના અગર તોલના અગર માપના ૧૬ સરખા ભાગો કર્યા. તેમાંનો ૧ ભાગ એટલે ૧/૧૬ ભ.ગ ૨ ભાગો એટલે ૧/૮ ભાગ થાય. એ રીતે ઉપરના અંકો આપેલા છે.

| | | | |
|---|---|---|---|
| ૧/૪ | શેર | એટલે | પાસેર |
| ૧/૨ | ,, | ,, | અડધો શેર |
| ૩/૪ | ,, | ,, | પોણો શેર |

અહિં શેરને બદલે મણ, રતલ, ઈંચ, ફૂટ, વાર, હંડ્રેવેઈટ, ટન, તોલા વિગેરેમાંથી કોઈપણ તે સંખ્યા સાથે લઇ શકાય છે.

| | | |
|---|---|---|
| એટલે ૧/૪ તોલો | એટલે | પાતોલો. |
| ૧/૨ ,, | ,, | અડધો તોલો |
| ૩/૪ ,, | ,, | પોણો તોલો લઈ શકાય. |

તેજ પ્રમાણે ઉપરના અંકો સાથે હંડ્રેવેઈટ, રતલ, ફૂટ, વાર પણ લઈ શકાય.

| | | |
|---|---|---|
| ૧/૪ રતલ | એટલે | પારતલ. |
| ૧/૪ ફૂટ | ,, | પાફૂટ. |
| ૧/૪ વાર | ,, | પાવાર. |
| ૧/૪ ડઝન | ,, | પાડઝન. |
| ૧/૪ કોડી | ,, | પાકોડી ( કુંડી ). |

એક તોલાના ૧૬ સરખા ભાગ કરવામાં આવે છે. તેમાંના એક ભાગને એક આની (૦)-) કહેવામાં આવે છે. એટલે $\frac{૧}{૧૬}$ તોલાની એક આની (૦)-) કહેવાય $\frac{૧}{૮}$ તોલાની ૨ આની (૦)=) $\frac{૩}{૧૬}$ તોલાની ૩ આની (૦)≡) $\frac{૧}{૪}$ તોલો એટલે ચાર આની અગર પાતોલો (૦।).

| | | | |
|---|---|---|---|
| $\frac{૫}{૧૬}$ તોલો | એટલે | પાંચ આની | (૦।-) |
| $\frac{૩}{૮}$ તોલો | „ | ૬ આની | (૦।=) |
| $\frac{૭}{૧૬}$ તોલો | „ | સાત આની | (૦।≡) |
| $\frac{૧}{૨}$ તોલો | „ | આઠ આની અગર અડધો તોલો | (૦॥) |
| $\frac{૯}{૧૬}$ તોલો | „ | નવ આની. | (૦॥-) |
| $\frac{૫}{૮}$ તોલો | „ | દશ આની. | (૦॥=) |
| $\frac{૧૧}{૧૬}$ તોલો | „ | અગીઆર આની. | (૦॥≡) |
| $\frac{૩}{૪}$ તોલો | „ | બાર આની. | (૦।॥) પોણો તોલો. |
| $\frac{૧૩}{૧૬}$ તોલો | „ | તેર આની. | (૦।॥-) |
| $\frac{૭}{૮}$ તોલો | „ | ચૌદ આની. | (૦।॥=) |
| $\frac{૧૫}{૧૬}$ તોલો | „ | પંદર આની. | (૦।॥≡) |

ઉપર જણાવેલા એક આખા ભાગના નાના ભાગો છે.

આ વિભાગના પાનાના મથાળે બાજુમાં જણાવેલા ભાવે ઉપર જણાવેલા ભાગોની કિંમત પણ બતાવવામાં આવેલી છે.

આનપાનની રીતે લખાતી આના પાઇની રકમો પાના ૪૬ ઉપર આપવામાં આવી છે.

આ વિભાગમા વપરાયલા સંખ્યાના અંકો અંગ્રેજી ગુજરાતી અને હિંદીમાં સમજ માટે પાના ૪૩, ૪૪, ૪૫ ઉપર આપવામાં આવ્યા છે.

જે ભાવથી કોઈપણ સંખ્યાની વસ્તુઓની કિંમત ગણવામાં આવી છે તે ભાવની સમજ અંગ્રેજી અને ગુજરાતીમાં દરેક પાનાના મથાળે આપવામાં આવી છે.

આ વિભાગમાં પત્રકો જોતાં માલમ પડશે કે પાઈના $\frac{૧}{૧૬}$ થી $\frac{૧૫}{૧૬}$ સુધીના ભાગની કિંમત આપવામાં આવી છે તે હિસાબની ચોકસતા ખાતર છે. કારણ કે $\frac{૧}{૧૬}$ કે $\frac{૩}{૧૬}$ પાઇ આપી કે લઇ શકાતી નથી. એ વ્યવહારમાં પણ નથી. બે પાઈ અને ત્રણ પાઇની વચ્ચેની કિંમતનો કોઇ સિક્કો પ્રચારમાં નથી. એટલે એવી કિંમત આપવામાં આવતી નથી અગર લેવામાં આવતી નથી. પરંતુ અડધી પાઈથી વધુ કિંમત આવે તો એક પાઇ ગણી શકાય અને અડધી પાઈથી ઓછી કિંમત થાય તો તે જતી કરી શકાય. $\frac{૧}{૧૬}$, $\frac{૧}{૮}$, $\frac{૩}{૧૬}$, $\frac{૧}{૪}$, $\frac{૧}{૩}$, $\frac{૫}{૧૬}$, $\frac{૩}{૮}$, $\frac{૭}{૧૬}$, એ $\frac{૧}{૨}$ પાઈનાં કરતાં નાના ભાગો છે, તે જતાં કરી શકાય, પણ. $\frac{૯}{૧૬}$, $\frac{૫}{૮}$, $\frac{૨}{૩}$, $\frac{૧૧}{૧૬}$, $\frac{૩}{૪}$, $\frac{૧૩}{૧૬}$, $\frac{૭}{૧૬}$. $\frac{૧૫}{૧૬}$, એ એક પાઈના અડધા ભાગ કરતાં વધારે મોટા ભાગો છે. એટલે તે જતાં ન કરતાં તેમાંના કોઈ પણ એક ભાગના બદલામાં એક આખી પાઇ ગણી શકાય. અને તે પ્રમાણે આપ લે કરી શકાય. કેટલીક વેળા પાઇ-ઓની ગણત્રી કરવામાં આવતી નથી. અંગ્રેજી પેઢીઓમાં ૧ થી ૬ પાઇ સુધી કાંઇ આપવાનું હોતું નથી પણ ૭ થી ૧૧ પાઇ સુધીની કોઇપણ સંખ્યાની પાઇના બદલામાં એક આનો ગણી આપવાનો હોય છે.

દર અગર ભાવ વસ્તુઓની સંખ્યા વજન અગર માપના હિસાબે હોય છે. પરંતુ વસ્તુ-ઓની કિંમત તેની વજનની સંખ્યા અગર માપની સંખ્યા અગર તોલની સંખ્યાની થાય છે. જેમકે ૫ મણ સાંકર, ૧૦ શેર સાંકર, ૫૦૦ ફૂટ પત્થર, ૬ વાર બોરકી, અગર ૧૧ ડઝન અગર

૨૫ કેરી. આમાં ૫, ૧૦, ૫૦૦, ૬, ૧૧, ૨૫, સંખ્યાઓ છે, અને મણ, શેર વજન છે. ફૂટ, વાર માપ છે, અને ડઝન વસ્તુઓનો અમુક જથો બતાવે છે.

રોજના હિસાબે કામ કરનાર મજુર, કારીગર, નોકર અગર મહેતાજીનો કોઇપણ સંખ્યાના દિવસનો હિસાબ આ વિભાગના પત્રકો ઉપરથી તરત જાણવા મળશે.

વ્યવહારમાં જરૂરી એવા કેટલાક કોષ્ટકો પાના ૫૯૫ થી ૬૦૦ ઉપર આપવામાં આવ્યા છે.

આ વિભાગમાં કિંમત શોધી કાઢવાની સમજ આપતા થોડા દાખલા નીચે આપવામાં આવ્યા છેઃ—

**(દાખલો ૧)** ૩ પાઈની એક પેન્સીલ લેખે ૧૨૫ પેન્સીલની કિંમત કેટલી?

૩ પાઈ ભાવ છે. ૩ પાઈ એટલે ૧ પૈસો. જે પાનાને મથાળે બાજુ ઉપર ૧ લખેલો છે તે પાના ઉપર જે ખાનાની ઉપર No. લખેલો છે તે ખાનામાં ૧૨૫ ની પાંસે કિંમત લખેલી છે. તે રૂા. ૧–૧૫-૩ પાઈ છે. તે અનુક્રમ પાના ૪૯ પર છે.

**(દાખલો ૨ જો)** ૫ આના ૬ પાઈની ૧ ચોપડી તો ૨૨૪ ચોપડીની કિંમત કેટલી?

૫ આના ૬ પાઈ=૨૨ પૈસા. તેથી જુઓ પાનું કે જેને મથાળે બાજુએ ૨૨ નો અંક છે ત્યાં ૨૨૪ની સંખ્યાની પાંસે રૂા. ૭૭-૦-૦ પાઈ માલમ પડશે તે અનુક્રમ પાના ૯૨ ઉપર છે.

**(દાખલો ૩ જો)** ૨ આના ૩ પાઈ લેખે ૨૩૭ તોલા ઈમીટેશન માલની કિંમત કેટલી?
૨ આના ૩ પાઇ=૯ પૈસા તેથી જે પાનાની બાજુએ ૯નો અંક છે તેના ઉપર ૨૩૭ની પાંસે રૂા. ૩૩–૫–૩ પાઇ માલમ પડશે. તે અનુક્રમ પાના ૬૬ ઉપર છે.

**(દાખલો ૪ થો)** ૯ આના ૬ પાઇ લેખે ૧૯૭ તોલા સાચા જરીમાલની કિંમત કેટલી!

૯ આ. ૬ પાઇ=૩૮ પૈસા તેથી જે પાનાની બાજુએ ૩૮ નો અંક છે તે પાના ઉપર ૧૯૭ની પાસે રૂા. ૧૧૬–૧૫–૬ પાઇ માલમ પડશે. તે અનુક્રમ પાના ૧૨૪ ઉપર છે.

**(દાખલો ૫ મો)** ૧૫ આ. ૬ પાઇ લેખે ૪૧૦ તોલા કસબનો હિસાબ કેટલો?

૧૫ આ. ૬ પાઇ=૬૨ પૈસા તેથી જે પાનાની બાજુએ ૬૨ નો આંકડો છે તે પાના ઉપર ૪૧૦ની પાસે રૂ. ૩૯૭–૩–૦ પાઇ માલમ પડશે. તે અનુક્રમ પાના ૧૭૨ ઉપર છે.

**(દાખલો ૬ ઠ્ઠો)** ૨ આનાના ૧ શેર ગોળ લેખે ૩૭ શેર ગોળની કિંમત શું?

૨ આના=૮ પૈસા. તેથી જે પાનાની બાજુએ ૮ નો અંક છે તે પાના ઉપર ૩૭ની પાંસે રૂા. ૪–૧૦–૦ પાઇ છે, તે અનુક્રમ પાના ૬૩ ઉપર છે.

**(દાખલો ૭ મો)** ૩ આના ૯ પાઇના ૧ રતલ લેખે ૨૮ રતલ લોખંડનું શું આપવું?

૩ આના ૯ પાઇ=૧૫ પૈસા તેથી જે પાનાની બાજુએ ૧૫ નો અંક છે તે પાના ઉપર ૨૮ ની પાંસે રૂા. ૬–૯–૦ પાઇ છે. તે અનુક્રમ પાને ૭૭ ઉપર છે.

**(દાખલો ૮ મો)** ૧૨ આનાનું ૧ મણ શાક લેખે ૧૯ મણ શાકના કેટલા રૂપિઆ થાય?

૧૨ આના=૪૮ પૈસા તેથી ૪૮ નો આંક જે પાનાની બાજુએ છે તેની ઉપર ૧૯ ની પાસે રૂા. ૧૪–૪–૦ પાઈ છે. અનુક્રમ પાનુ ૧૪૩.

**(દાખલો ૯ મો)** ૩ આ. ૩ પાઇ લેખે ૭૦૦ ફૂટ પાણીની નળીનો શું હિસાબ થાય.

૩ આ. ૩ પાઇ=૧૩ પૈસા તેથી જે પાનાને બાજુએ ૧૩ નો આંક છે તે પાના ઉપર ૭૦૦ ની પાંસે રૂા. ૧૪૨–૩–૦ પાઇ છે અનુક્રમ પાનું ૭૪.

**(દાખલો ૧૦ મો)** ૧૫ આ. ૯ પાઈ લેખે ૨૪૦ ગ્રોસ બટનની કિંમત શું?

૧૫ આ ૯ પાઈ=૬૩ પૈસા. તેથી જે પાનાની બાજુએ ૬૩ નો અંક લખેલો છે તે પાના ઉપર ૨૪૦ ની પાસે રૂા. ૨૩૬-૪-૦ પાઇ છે. અનુક્રમ પાનું ૧૭૪,

**(દાખલો ૧૧ મો)** રોજના ૯ આના પ્રમાણે મજુરને ૨૫ દિવસના કામ માટે શું આપશો?

૯ આના = ૩૬ પૈસા, તેથી જે પાનાની બાજુએ ૩૬ છે. તે પાના ઉપર ૨૫ ની પાસે રૂા. ૧૪-૧-૦ પાઇ છે. અનુક્રમ પાનું ૧૧૯.

**(દાખલો ૧૨ મો)** ૮ આના ૬ પાઈના વાર લેખે ૪૭૦ વાર કાપડની કિંમત કેટલી?

૮ આ. ૬ પા. = ૩૪ પૈસા તેથી ૩૪ નો આંક જે પાનાની બાજુએ છે. તે પાના ઉપર ૪૭૦ ની પાસે રૂા. ૨૪૯-૧૧-૦ છે. અનુક્રમ પાનું ૧૧૬.

**(દાખલો ૧૩મો)** ૧૧ પાઇની હંડ્રેવેઈટ ઉપર જકાત તો ૩૬૦ હંડ્રેવેઇટ ઉપર કેટલી જકાત થઇ?

૧૧ પી. વાળા પાના ઉપર ૩૬૦ ની પાસે રૂા. ૨૦-૧૦-૦ છે. અનુક્રમ પાનું ૧૯૪.

**(દાખલો ૧૪ મો)** ૯ આ. ૯ પાઈ લેખે ૩૨૬૮ ટોપીની કિંમત શું?

૯ આ. ૯ પાઇ=૩૯ પૈસા તેથી જે પાના ઉપર બાજુએ ૩૯ નો આંક છે તે પાના ઉપર

૩૦૦૦ ની પાસે રૂા. ૧૮૨૮- ૨-૦ (અનુક્રમ પાનું ૧૨૧)
૨૦૦ ની પાસે રૂા. ૧૨૧-૧૪-૦ (અનુક્રમ પાનું ૧૨૬)
૬૮ ની પાસે રૂા. ૪૧- ૭-૦ (અનુક્રમ પાનું ૧૨૫)

૧૯૯૧-૭-૦ થયા.

**(દાખલો ૧૫ મો)** ૮॥ પાઈના તોલા લેખે ૧૩૮ તોલા સુતરનું શું? અહિં ૭ P અને ૧$\frac{1}{2}$ P વાળા પાના જોઇશુ.

૭ પાઈ લેખે ૧૩૮ તોલાના રૂા. ૫-૦-૬ પા. (અનુક્રમ પાનું ૧૮૭)
૧॥ પાઇ લેખે „ „ રૂા ૧-૧-૩ પા. (અનુક્રમ પાનું ૧૭૯)

૬-૧-૯ પા. થય.

**(દાખલો ૧૬ મો)** ૪ આના લેખે તોલા ૨૪૭॥≈ની કિંમત શું?

૪ આના=૧૬ પૈસા તેથી જે પાનાને મથાળે બાજુમાં ૧૬ નો આંક છે તે પાના ઉપર ૨૪૭ની પાસે રૂા. ૬૧-૧૨-૦ (અનુક્રમ પાનું ૮૦)

૦॥≈ એટલે ૧૦ આની એટલે $\frac{5}{8}$ના પાસે રૂા. ૦-૨-૬ (અનુક્રમ પાનું ૮૦)

૬૧-૧૪-૬ થાય.

# વિભાગ ૨ જાની સમજુત.

## ( પા. ૧૯૭ થી ૩૦૪ )

આ વિભાગમાં ૧ રૂ. ની ૧ થી ૧૦૦ રૂપિઆની ૧ લેખેના ભાવથી ૧ થી તે ૫૦૦૦ સુધીમાંની કોઇપણ સંખ્યાની વસ્તુઓ, વજન કે માપની કિંમત બતાવનારા પત્રકો છે, તેમજ ૧ રૂ. ની ૧૦૦ થી માંડી ૧૦૦ રૂ. ની ૧૦૦ લેખેના ભાવથી ૧ થી તે ૫૦૦૦ સંખ્યા સુધીમાંની કોઇપણ સંખ્યાની વસ્તુઓ, વજન કે માપની કિંમત બતાવનારા પત્રકો છે. આ પત્રકો અનુક્રમ પાના ૧૯૭ થી ૨૯૬ સુધી છે તેમજ ૧ આખાના નાના ભાગોની પણ તે પ્રમાણે ગણી કિમતો આપવામાં આવી છે. આ પાનાઓના મથાળે ડાબી અગર જમણી બાજુએ અંકો આપેલા છે. જે પાના ઉપર જેટલા રૂપિઆના ભાવ લેખે હિસાબ ગણી આપવામાં આવ્યો છે તે રૂપિઆની સંખ્યા બતાવનારો તે અંક છે. તેની સમજ આપતો દાખલોઃ—

૧ રૂ. ની ૧ લેખે અગર ૧ રૂ. ની ૧૦૦ લેખે ૪૦ વસ્તુની કિંમત શું ?

અહિં ૧ રૂ. ભાવ છે. માટે જે પાનાના મથાળે બાજુ પર ૧ નો અંક હોય તે પાનું જોવું. તે પાનું અનુક્રમ પાનું ૧૯૭ વાળું છે. ત્યાં જે ખાનાના મથાળે No. લખેલું છે. તે ખાનામાં ૪૦ નો અંક જુઓ. તે અંકની પાસે રૂ. ૪૦ લખેલા છે. તે ૧ રૂ. ની ૧ લેખે ૪૦ વસ્તુ, માપ કે વજનની કિંમત છે. એજ લાઇનમાં રૂ. ૪૦ ની પાસે રૂ ૦-૬-૪૬/૨૫ પાઇ કિંમત છે. આ કિંમત ૧ રૂ. ની સો લેખે ૪૦ વસ્તુ, માપ કે વજનની કિંમત છે.

અનુક્રમ પાના ૨૯૭ ના મથાળા પર બાજુએ ૬ પાઇ અને ૧ આનો લખેલો છે. આ પાના પરના પત્રકમાં ૬ પાઇની ૧૦૦ લેખે ૧ થી ૫૦૦૦ ની સંખ્યા પૈકીની કોઇપણ સંખ્યાની કિંમત મળશે. તેમજ ૧ આનાની ૧૦૦ લેખે ૧ થી તે ૫૦૦૦ ની સંખ્યા પૈકીની કોઇપણ સંખ્યાની કિંમત મળશે. અનુક્રમ પાના ૨૯૮ થી ૩૦૪ ના પર ૨ થી તે ૧૫ આના સુધીમાંની કોઇપણ આનાની ૧૦૦ લેખેની ૧ થી ૫૦૦૦ ની સંખ્યા પૈકીની કોઇપણ સંખ્યાની કિંમત બતાવનારા પત્રકો આપવામાં આવ્યા છે.

આ વિભાગમાં સંખ્યાના અંકો ૧ થી ૧૦૦ સુધી દરેક આપવામાં આવ્યા છે ૧૦૦ પછી ૧૨૫ અને પછી ૧૫૦ના અંકો આવે છે, ત્યાર પછી ૨૦૦નો અંક આવે છે ૨૦૦ થી ૧૦૦૦ સુધી સો, સો ઉમેરી ને થતાં અંકો છે ૧૦૦૦ થી ૫૦૦૦ સુધી હજાર, હજાર ઉમેરીને થતા અંકો છે. ૫૦૦૦ પછી ૧ આખા ભાગના નાના ભાગો પણ આપવામાં આવેલા છે પણ આ નાના ભાગો આનાના ભાગ લેખેની કિંમત બતાવનારા પત્રકોમાં આમેજ કર્યા નથી.

આ વિભાગના અનુક્રમ પાનાના મથાળે બાજુ ઉપરના અંકો જેટલા રૂપિઆના ભાવે કિંમત ગણવામાં આવી છે તે રૂપિઆનો અંક બતાવે છે. આ રૂપિઆના ભાવના પત્રકો અનુક્રમ પાના ૧૯૭ થી ૨૯૬ સુધી છે. ૬ પાઇ અને ૧ આનો ૨૯૭મા અનુક્રમ પાનાને મથાળે બાજુ ઉપર છે તે ભાવ પ્રમાણે થતી કિંમતનું પત્રક તે પાના ઉપર છે, અનુક્રમ પાના ૨૯૮ થી ૩૦૪ સુધીના પાનાને મથાળે બાજુ ઉપર આના લખેલા છે તે લખેલા આનાના ભાવે કિંમતના પત્રકો તે પાના ઉપર આપેલા છે.

આ વિભાગના દરેક પાના ઉપર જે ભાવે કિંમત ગણવામાં આવી છે તે અંગ્રેજી અને ગુજરાતીમાં તે પાનાના મથાળે બતાવવામાં આવ્યું છે તે લખાણની નીચે ખાનાઓ છે. તેની સમજ નીચે પ્રમાણે છે.

અનુક્રમ પાનું ૧૯૭ જુઓ ત્યાં નીચે પ્રમાણેના ખાનાઓ છે

| | 1 Per 1 | 1 Per 100 |
|---|---|---|
| No. | Rs. | Rs. A. P. |
| 1 | 1 | 0 – 0 – 2 |
| 2 | 2 | 0 – 0 – 4 |
| 3 | 3 | 0 – 0 – $5\frac{3}{4}$ |
| 4 | 4 | 0 – 0 – $7\frac{3}{4}$ |

No ની નીચે વસ્તુ, માપ કે વજનની સંખ્યાઓ છે.
1 Per 1 એટલે ૧ રૂાની ૧
૧ રૂા. ની ૧ લેખે હિસાબ ગણી સંખ્યાની કિંમત
1 Per 1 ની નીચે રૂપિઆમાં આપેલી છે.
1 Per 100 એટલે ૧ રૂની ૧૦૦
૧ રૂાની ૧૦૦ લેખે હિસાબ ગણી સંખ્યાની કિંમત
1 Per 100 ની નીચે રૂા. આ. પા. માં આમાં છે.

ઉપર જણાવેલી બાબતની સમજ આપતો દાખલો ૧ રૂા.ની લેખે ૩ વસ્તુનું શું? રૂા. ની ૧૦૦ લેખે ૩ વસ્તુની કિંમત શું?

ભાવ ૧ રૂા. છે માટે જે પાનાના મથાળે બાજુ ઉપર ૧ લખેલો છે. તે પાને એટલે અનુક્રમ પાના ૧૯૭ ઉપર રૂાના ભાવથી થતી કિંમતનું પત્રક છે ત્યાં No. જે ખાનાના મથાળે છે ત્યાં ૩ છે તેની પાસે 1 Per 1 (૧ રૂાની ૧ લેખે)ના ખાનામાં ૩ ની પાસે ૩ રૂા. કિંમત લખેલી છે 1 Per 100 (૧ રૂાની ૧૦૦ લેખે)ના ખાનામાં ૩ની લાઇનમાં રૂા. ૦ ૦–૫$\frac{3}{4}$ પાઇ છે.

અનુક્રમ પાના ૨૯૭ ઉપરના પત્રકની સમજ.

આ પાનાના મથાળે બાજુ ઉપર ૬ પાઇ અને ૧ આનો લખેલો છે. એટલે એ પાના ઉપર ૬ પાઇની ૧૦૦ લેખે અને ૧ આનાની ૧૦૦ લેખે ૧ થી તે ૫૦૦૦ સુધીમાંની કોઇપણ સંખ્યાની કિંમત બતાવનારૂં પત્રક છે.

જે હિસાબે પત્રકમાં કિંમત ગણવામાં આવેલી છે તે ગુજરાતી અને અંગ્રેજીમાં તેના મથાળે જણાવવામાં આવેલી છે. તેની નીચે ખાનાઓ છે તેની સમજ.

| | $\frac{1}{2}$ Ana. Per 100 | 1 Ana. Per 100 |
|---|---|---|
| No. | Rs. A. P. | Rs. A. P. |
| 1 | 0 – 0 – $\frac{1}{16}$ | 0 – 0 – $\frac{1}{8}$ |
| 2 | 0 – 0 – $\frac{1}{8}$ | 0 – 0 – $\frac{1}{4}$ |
| 3 | 0 – 0 – $\frac{3}{16}$ | 0 – 0 – $\frac{3}{8}$ |
| 4 | 0 – 0 – $\frac{1}{4}$ | 0 – 0 – $\frac{1}{2}$ |

No. વાળા ખાનામાં ૧, ૨, ૩, ૪ ની સંખ્યાઓ છે.

$\frac{1}{2}$ Ana per 100 વાળા ખાનામાં ૬ પાઇ અગર $\frac{1}{2}$ (અડધો) આનાની ૧૦૦ લેખે થતી કિંમત છે.

1 Ana per 100 વાળા ખાનામાં ૧ આનાની ૧૦૦ લેખે થતી કિંમત છે.

૬ પાઇની ૧૦૦ લેખે ૪ વસ્તુની કિંમત જોવા માટે ૪ ની પાસેની રકમ રૂા. ૦–૦–$\frac{1}{4}$ પાઇ છે તે તેની કિંમત છે. ૧ આનાની ૧૦૦ લેખે ૪ વસ્તુની કિંમત જોવા માટે ૪ ની સીધી લાઇનમાં રૂા. ૦–૦–$\frac{1}{2}$ પાઇ છે તે તેની કિંમત છે.

આ પ્રમાણે આનાના ભાવથી થતી સંખ્યાઓની કિંમતોના પત્રકો ૨૯૮ થી ૩૦૪ અનુક્રમ પાના ઉપર છે.

અનુક્રમ પાના ૧૯૭ થી ૨૯૬ ના મથાળા ઉપર બાજુએ જે અંક આપેલા છે તે ભાવ રૂા.માં બતાવે છે તે ઉપરાંત બીજી રીતે પણ તે ઉપયોગી છે, જ્યારે ૧ નો ભાવ ૧૦૦ રૂા. કરતાં વધારે હોય ત્યારે ૧ થી ૧૦૦ ની સંખ્યા પૈકી કોઇપણ સંખ્યાની વસ્તુ, વજન કે માપની કિંમત જાણવા તે ઉપયોગી છે. તે નીચેના દાખલાથી જણાશે.

દાખલોઃ—૨૯૪ ના ૧ ઓર્ડીનરી શેર લેખે ૫૫ ઓર્ડીનરી શેરની કિંમત શું ?

અહિં ૨૯૪ રૂ, એ ભાવ છે. પણ આપણે તેને સંખ્યાની રકમમાં ગણવો અને તેના બે વિભાગો કરવા. તે ૨૦૦+૯૪ પ્રમાણે લેવા હવે જે પાનાના મથાળે બાજુ ૫૫ નો અંક છે. તે પાના ઉપર ૨૦૦ ની સંખ્યા પાસે ૧૧૦૦૦ રૂપિઆ છે

૯૪ ની સંખ્યા પાસે ૫૧૭૦ રૂપિઆ છે.

| | |
|---|---|
| ૨૯૪ | ૧૬૧૭૦ |

એટલે ૫૫ શેરની ૨૯૪ રૂ. ના ભાવ લેખેની કિંમત રૂ. ૧૬૧૭૦ થઇ.

૧ થી તે ૫૦૦૦ ની સંખ્યાઓમાંની કોઇ સંખ્યા સાથે ૧ થી ૧૦૦ સુધીની કોઇપણ સંખ્યાનો ગુણાકાર પણ અનુક્રમ પાના ૧૯૭ થી ૨૯૬ સુધીમાં મળશે. તેનો દાખલોઃ-

૫૫ અને ૭૮ નો ગુણાકાર જાણવો છે.

જે પાનાને મથાળે બાજુ ઉપર ૫૫ લખેલા છે તે પાનાના પત્રકમાં No. વાળા ખાનામાં ૭૮ ની સંખ્યા પાસે ૪૨૯૦ આપેલા છે. તે ૫૫ અને ૭૮નો ગુણાકાર છે. (અનુક્રમ પાનું ૨૫૧)

આ વિભાગમાં હિસાબ જોવાની સમજ આપતાં કેટલાક વધુ દાખલાઓ નીચે આપ્યા છે.

**(દાખલો ૧ લો)** ૫૪ રૂ. ની ૧૦૦ તોલા ચાંદી, તો ૬૬ તોલાની કિંમત શું ?

૫૪ રૂ. ૧૦૦ તોલાનો ભાવ છે. માટે જે પાનાને મથાળે બાજુ ઉપર ૫૪ લખેલા છે તે પાનું જોવું. તે પાના ઉપરના પત્રકના No. વાળા ખાનામાં ૬૬ ની સંખ્યાનો અંક જુઓ ૬૬ના અંકની સીધી લીટીમાં 54 Rs Per 100 (૫૪ રૂ ના ૧૦૦) વાળા ખાનામાં રૂ. ૩૫-૧૦-૨$\frac{3}{4}$ પાઇ છે. તે ૬૬ તોલાની ઉપરના ભાવે કિંમત છે. (અનુક્રમ પાનું ૨૫૦)

**(દાખલો ૨ જો)** ૩૬ રૂ. નો ૧ તોલો સોનું તો ૨૫ા તોલાની કિંમત શું.

૩૬ રૂ. ભાવ છે. એટલે જે પાનાના મથાળે બાજુ ઉપર ૩૬ નો આંક છે તે પાનું જોઈશું. ત્યાં પત્રક છે. તે પત્રકના No વાળા ખાનામાં ૨૫ ના અંકની પાસે 36 Per 1 (૩૬ રૂ. ના ૧) વાળા ખાનામાં ૯૦૦ રૂ. છે. એજ પાને. No. ના. ખાનામાં $\frac{1}{4}$ ભાગની પાસે ૯ રૂ છે. એટલે ૯૦૦+૯=૯૦૯ રૂ. ૨૫ા તોલા સોનાની કિંમત થઈ. (અનુક્રમ પાનું. ૨૩૨)

**(દાખલો 3 જો)** ૧૦૦ તોલા ચાંદીનો તાર બનાવવાની મજુરી ૧૪ આના તો ૫૩૫૭ તોલા ચાંદીનો તાર બનાવવાની મજુરી શું ?

૧૪ આના ભાવ છે. માટે જે પાનાના મથાળે બાજુએ ૧૪ આના લખેલા છે તે પાના ઉપરનું પત્રક જોઇશું.

| | | | | |
|---|---|---|---|---|
| ત્યાં No. વાળા ખાનામાં | ૫૦૦૦ | ની પાસે | રૂ. | ૪૩-૧૨-૦ |
| ” ” ” ” | ૩૦૦ | ની પાસે | | ૨-૧૦-૦ |
| ” ” ” ” | ૫૭ | ની પાસે | | ૦-૮-૦ |
| | ૫૩૫૭ | તોલાની | રૂ. | ૪૬-૧૪-૦ |

પાઇની મજુરી થઈ (અનુક્રમ પાનું ૩૦૪)

**(દાખલો ૪ થો)** ૧ ધોતી જોટાની કિંમત રૂ. ૪ ૨ આ. ૩ પાઈ તો ૫૭ ધોતી જોટાની કિંમત શું ?

અહીં આ વિભાગમાં જે પાનાના મથાળે બાજુ ઉપર ૪ નો અંક છે તે પાનું જોઇશું. ત્યાં પત્રકમાં No. વાળા ખાનામાં ૫૭ ની સંખ્યાની પાસે ૨૨૮ રૂા છે. પહેલા વિભાગના જે પાનાના મથાળેની બાજુએ ૯ નો અંક છે તે પાના ઉપર No. વાળા ખાનામાં ૫૭ ની પાસે રૂા. ૮–૦–૩ પાઈ છે એટલે

રૂા. ૨૨૮–૦–૦
  ૮–૦–૩

રૂા. ૨૩૬–૦–૩ પાઇ ૫૭ ધોતી જોટાની કિંમત થઇ (અનુક્રમ પાનું વિ. ૨ પા ૨૦૦
 ,, ,, ,, ૧ પા ૬૫

(દાખલો ૫ મો) ૧ રૂની ગાંસડીની કિંમત ૨૪૦ રૂા તો ૬૬ ગાંસડીની કિંમત શું.

અહીં ભાવ ૧૦૦ રૂા કરતાં વધારે છે એટલે ગાંસડીની સંખ્યાવાળો અંક જે પાનાના મથાળેની બાજુએ ૬૬ છે તે પાનાનું પત્રક જોઇશું ત્યાં No. વાળા ખાનામાં ૨૦૦ની પાસે ૧૩૨૦૦ રૂા. છે.
ને ૪૦ ની પાસે ૨૬૪૦ રૂા. છે.

૧૫૮૪૦ રૂ.
કિંમત થઇ (અનુક્રમ પાનું ૨૬૨

(દાખલો ૬ ઠ્ઠો) ૧૮ રૂા. ના ૧૦૦ મણ લાકડા તો ૪૦૫૭ મણની કિમત શું?

જુઓ અનુક્રમ પાનું ૨૧૪ બાજુનો અંક ૧૮ ત્યાં No. અને 18 Per 100 વાળા ખાના.

૪૦૦૦ ના રૂા. ૭૨૦–૦–૦ પાઇ
૫૭ ના રૂા. ૧૦–૪–૧$\frac{3}{4}$ પાઇ

રૂા. ૭૩૦–૪–૧$\frac{3}{4}$ પાઇ કિંમત

(દાખલો ૭ મો) ૧ તાકામાં ૩૬ વાર કાપડ છે તો ૫૬ તાકામાં કેટલા વાર.

અનુક્રમ પાના ૨૩૨ બાજુનો અંક ૩૬ ત્યાં No. ના ખાનામાં ૫૬ ની પાસે ૨૦૧૬ છે. માટે ૨૦૧૬ વાર થયા.

(દાખલો ૮ મો) રૂા. ૫૬૮ નું ૨૭ દિવસનું વ્યાજ ગણવું હોય તો 'સર' શોધવો પડે છે. આ દાખલામાં 'સર' નીચે પ્રમાણે પત્રકની મદદથી શોધી શકાશે.

અનુક્રમ પાનું ૨૨૩ બાજુનો અંક ૨૭ ત્યાં No. ના ખાનામાં

૫૦૦ ની લાઇનમાં ૧૩૫૦૦
૬૮ ની લાઇનમાં ૧૮૩૬

૧૫૩૩૬ સર થયો
આ 'સર' અંગ્રેજી રીત પ્રમાણેનો છે.

(દાખલો ૯ મો) ૫૬૨૫ તોલાના સુરતી તોલા કેટલા.

૧૦૦ તોલા = ૯૩ સુરતી તોલા

અનુક્રમ પાનું ૨૮૯ બાજુનો અંક ૯૩ ત્યાં

No. ના ખાનામાં ૫૦૦૦ ની લાઈનમાં ૪૬૫૦

૬૦૦ ની લાઇનમાં ૫૫૮
૨૫ ની લાઇનમાં ૨૩$\frac{1}{4}$

૫૬૨૫ તોલા = ૫૨૩૧$\frac{1}{4}$ સુ. તોલા

(દાખલો ૧૦ મો) રૂ. ૧૦૦ ના રૂ. ૭ કમીશન અગર દલાલી આપવાની હોય તો રૂ. ૫૦૬૯ ની કમીશન અગર દલાલી શું થઈ?

જુઓ અનુક્રમ પાનું ૨૦૩ ત્યાં પત્રકમાં.

૫૦૦૦ ની લાઇનમાં 7 Per 100 વાળા ખાનામાં રૂ. ૩૫૦–૦–૦ છે.
  ૬૯ „ „ „ „ „ રૂ. ૪-૧૩-૩$\frac{1}{5}$

રૂ. ૫૦૬૯ ઉપર ૭ ટકાના દરે કમીશન અગર દલાલી રૂ. ૩૫૪–૧૩–૩$\frac{1}{5}$ થઈ.

---

# વિભાગ ત્રીજાની સમજુત.

## (પા. ૩૦૭ થી ૩૩૭)

આ વિભાગમાં ભાડા અને પગારના હિસાબના પત્રકો છે. એ વિભાગમાં અનુક્રમ પાના ૩૦૭ થી ૩૪૪ છે.

આ વિભાગમાં અનુક્રમ પાના ૩૦૭ થી ૩૩૭ ઉપરના પત્રકોની વિગત નીચે પ્રમાણે છે. ૧ મહિનાના ૩૦ દિવસ ગણીને હિસાબ આપવામાં આવ્યો છે. તેમજ ૧ મહિનાના ૩૧ દિવસ ગણીને પણ જુદો હિસાબ આપવામાં આવ્યો છે તેથી ૩૦ નો મહિનો ગણીને જે ખાનામાં હિસાબ માંડેલો છે તે ખાનાના મથાળે '૩૦ દિવસથી થતો મહિનો' અને ૩૧ દિવસનો મહિનો ગણીને જે ખાનામાં હિસાબ માંડયો છે તે ખાનાના મથાળે '૩૧ દિવસથી થતો મહિનો' લખેલું છે. ૧ મહિનાના ૧ થી તે ૫૦૦ સુધીની કોઈ પણ સંખ્યાના રૂપિઆ લેખે ૧ થી તે ૩૧ દિવસ સુધીની કોઇ પણ સંખ્યાના દિવસોના થતા ભાડા અગર પગારની રકમ બતાવનારા આ પત્રકો છે.

આ વિભાગના અનુક્રમ પાના ૩૩૮ થી ૩૪૧ ઉપરના પત્રકોની વિગત નીચે પ્રમાણે છે.

૧ મહિનાના પગારનો અગર ભાડાનો દર ૧ થી તે ૫૦૦ સુધીની કોઇ પણ સંખ્યાના રૂપિઆ લેખે ગણવામાં આવ્યો છે. તે દરથી ૧ થી તે ૧૨ સુધીની કોઇ પણ સંખ્યાના મહિનાના પગાર અગર ભાડાની થતી કિંમત બતાવનારા આ પત્રકો છે.

આ વિભાગના અનુક્રમ પાના ૩૪૨ થી ૩૪૪ ઉપરના પત્રકોની વિગત નીચે પ્રમાણે છે. આ પત્રકોમાં વાર્ષિક (વરસબંધી) પગારનો દર ગણવામાં આવ્યો છે. પગારનો દર ૨૫ થી તે ૧૫૦૦ સુધીની સંખ્યાના રૂપિઆ લેખે ગણવામાં આવ્યો છે. તે દરથી ૧ થી તે ૧૨ સુધીની કોઇ પણ સંખ્યાના મહિનાના પગાર કે ભાડાની થતી કિંમત બતાવનારા આ પત્રકો છે. આ પત્રકોમા દરની સંખ્યા એટલે વાર્ષિક પગારના રૂપિઆની સંખ્યાના અંકો નીચે પ્રમાણે છે. ૨૫ થી ૪૫૦ સુધી પચ્ચી પચ્ચી ઉમેરીને થતા અંકો છે પછી ૫૦૦નો અંક છે. ૫૦૦ના આંક પછી ૫૨૫ ને ૫૫૦ નો અંક છે ૫૫૦ થી ૧૦૦૦ સુધી પચ્ચાસ, પચ્ચાસ ઉમેરીને થતા અંકો છે. ૧૧૦૦ પછી ૧૨૦૦ પછી ૧૫૦૦ના અંકો છે. આ અંકો દરના રૂપિઆ છે.

દરેક પાનાના મથાળે બાજુ ઉપર દિવસ અને મહિના લખેલા છે. તે જે દિવસના અગર મહિનાઓના હિસાબ ગણી તે પાના ઉપર પત્રકો આપેલા છે તે દિવસો અને મહિના બતાવે છે. તે હિસાબ જોવાની સરળતા માટે છે.

રૂ ના દરની સંખ્યા ૧ થી ૫૦૦ સુધીની લીધેલી છે. ત્યાં ૧ થી ૫૦ સુધી દરેક અંકો આપેલા છે પછી ૫૦ થી ૧૦૦ સુધી પાંચ, પાંચ ઉમેરીને થતા અંકો છે ૧૦૦ થી ૫૦૦ સુધી સો, સો, ઉમેરીને થતા અંકો છે.

આ વિભાગના હિસાબ જોવાની સમજુત આપતા થોડાક દાખલાઓ.

**(દાખલો ૧ લો)** એક મહિનાના ૪૭ રૂ.ના પગાર લેખે ૨૩ દિવસના પગારની રકમ શું? (મહિનો ૩૦ દિવસનો છે) જુઓ અનુક્રમ પાનું ૩૨૯.

ત્યાં મથાળે બાજુએ ૨૩ દિવસ છે. એટલે એ પાના ઉપર મહિનાના જુદા જુદા દરે ૨૩ દિવસના થતા હિસાબના પત્રક છે. આ પત્રકમાં જ્યાં '૩૦ દિવસનો થતો મહિનો' મથાળે લખેલું છે તે ખાનામાં રૂ. ૪૭ ની સામે રૂ. ૩૬–૦–૬ પાઈ છે તે રકમ થઈ.

**(દાખલો ૨ જો)** દર મહિને ૩૨૧ રૂ. ના પગાર લેખે ૧૭ દિવસના પગારની રકમ શું? (મહિનો ૩૧ દિવસનો છે)

જુઓ અનુક્રમ પાનું ૩૨૩

ત્યાં મથાળે બાજુ ઉપર ૧૭ દિવસ લખેલા છે એટલે એ પાના ઉપર મહિનાના જુદા જુદા દરે ૧૭ દિવસના થતા હિસાબની રકમો બતાવતાં પત્રકો છે ત્યાં જેને મથાળે '૩૧ દિવસનો થતો મહિનો' છે તે ખાનામાં ૩૦૦ ની સામે રૂ. ૧૬૪–૮–૩

,, ,, ૨૧ ની સામે રૂ. ૧૧–૮–૨

---

રૂ. ૧૭૬–૦–૫ પાઈ રકમ થઈ.

**(દાખલો ૩ જો)** દર મહિને ૬૫ રૂ. ના ભાડા લેખે ૫ મહીનાના ભાડાની રકમ શું?

અનુક્રમ પાનું ૩૩૯ જુઓ.

ત્યાં મથાળે બાજુમાં ૪, ૫, ૬, મહિના છે. એટલે એ પાના ઉપર મહિનાના જુદા જુદા દરે ૪, ૫, ને ૬ મહિનાના ભાડા અગર પગારની થતી કિંમતો બતાવનારા પત્રકો છે. ત્યાં ૬૫ ની લાઇનમાં '૫ મહિના' જે ખાનાના મથાળે લખેલાં છે તે ખાનામાં રૂ. ૩૨૫ છે. તે રકમ ૫ મહિનાના ભાડાની ૬૫ રૂ. ના દરથી થઈ.

**(દાખલો ૪ થો)** વાર્ષિક ભાડું અગર પગાર રૂ. ૫૨૫ છે તો ૭ મહિનાની શી રકમ થઈ?

અનુક્રમ પાનું ૩૪૩

ત્યાં મથાળે બાજુમાં ૫, ૬, ૭, ૮ મહિના છે. એટલે એ પાના ઉપર વર્ષના જુદા જુદા દરથી ૫, ૬, ૭ અને ૮ મહિનાની થતી રકમોના પત્રકો છે. ત્યાં ૫૨૫ ની લાઈનમાં જે ખાનાને મથાળે '૭ મહિના' છે તે ખાનામાં રૂ. ૩૦૬–૪–૦ પાઇ છે. તે ૭ મહિનાના પગાર અગર ભાડાની વાર્ષિક રૂ. ૫૨૫ લેખેની રકમ થઇ.

---

# વિભાગ ચોથાની સમજુત.

આ વિભાગમાં પાના ૩૪૭ થી ૫૨૬ અનુક્રમે છે.

આ વિભાગમાં વ્યાજના હિસાબો આપવામાં આવ્યા છે.

દર સેંકડે દર વર્ષે ૧ ટકાના વ્યાજના દરે ૧ થી તે ૧૦૦૦૦૦૦ સુધીની સંખ્યાના રૂપિઆ મુદ્દલ. (Capital) નું ૧ થા તે ૧૨ સુધીની કોઇ પણ સંખ્યાના મહિનાના થતા વ્યાજની રકમના પત્રકો અ. પાના ૩૪૭ થી ૩૫૮ ઉપર છે.

અ. પાના ૩૫૯ થી ૩૬૪ ના પત્રકો છે. ત્યાં ૧૦૦ થી શરૂ થઇ ૧૦૦૦૦૦૦ સુધીની સંખ્યાના રૂપિઆ મુદ્દલ (Capital) નું દર વર્ષે દર સેંકડે ટકા ૧ લેખે ૧ થી ૩૦ સુધીની કોઇ પણ સંખ્યાના દિવસોના વ્યાજની થતી રકમો છે.

અ. પાના ૩૬૫ ઉપર (Product) 'પ્રોડકટ' 'સર' આપેલા છે. અને તેના ઉપર ૧ ટકાના દરે થતી વ્યાજની રકમો આપેલી છે. તે વર્ષના ૩૬૦ દિવસ ગણી આપવામાં આવી છે.

આ વિભાગમાં આ પ્રમાણે ૧ થી તે ૧૨ ની સંખ્યાના ટકા લેખે વ્યાજના પત્રકો આપવામાં આવ્યા છે. અને અ. પા. ૫૧૮ થી અ. પા. ૫૨૬ ઉપરના પત્રકો ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણેના 'સર'–'પ્રોડકટસ'–ની સંખ્યા ઉપર ૧ થી ૧૨ ટકા લેખે થતી વ્યાજની રકમોના છે.

આ વિભાગમાં ટકાના હિસાબે મહિનાઓ અને દિવસોના વ્યાજના પત્રકો તૈઆર કરેલા છે. તે પત્રકોમાં વ્યાજની રકમોની ગણત્રી વર્ષના ૩૬૦ દિવસ ગણીને કરેલી છે.

આ વિભાગમાં દરેક પાનાના મથાળે બાજુ ઉપર જેટલા ટકાના દરે વ્યાજ ગણી પત્રકો આપેલા છે તે ટકા જણાવવામાં આવ્યા છે. તેમજ જેટલા મહિનાઓ અગર દિવસોનું વ્યાજ ગણી પત્રકો આપેલા છે તે મહિના અગર દિવસો મોટા અક્ષરોમાં પાનાના મથાળે બાજુ ઉપર જણાવેલા છે. તે હિસાબ જોવાની સરળતા માટે છે.

આ વિભાગમાં ૧, ૧॥ (૧½), ૨, ૩, ૪॥ (૪½), ૬, ૭॥ (૭½), ૯, અને ૧૨ ટકાના દરો પ્રમાણે વ્યાજના પત્રકો આપેલા છે. જે ટકાના દરવાળા પત્રકો આપ્યા નથી તે ટકાના દર પ્રમાણે થતી વ્યાજની રકમ નીચે પ્રમાણે મેળવી શકાશે.

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩½ (૩॥) | ટકા | લેખે | થતા | વ્યાજ | માટે | ૨ અને ૧॥ (૧½) | ટકાના | પત્રકોમાંથી | વ્યાજની | રકમો | લેવી. | |
| ૪ | ,, | ,, | ,, | ,, | ,, | ૩ અને ૧ | ,, | ,, | ,, | ,, | ,, | |
| ૫ | ,, | ,, | ,, | ,, | ,, | ૩ અને ૨ | ,, | ,, | ,, | ,, | ,, | |
| ૭ | ,, | ,, | ,, | ,, | ,, | ૬ અને ૧ | ,, | ,, | ,, | ,, | ,, | |
| ૮ | ,, | ,, | ,, | ,, | ,, | ૬ અને ૨ | ,, | ,, | ,, | ,, | ,, | |
| ૧૦ | ,, | ,, | ,, | ,, | ,, | ૯ અને ૧ | ,, | ,, | ,, | ,, | ,, | |
| ૧૧ | ,, | ,, | ,, | ,, | ,, | ૯ અને ૨ | ,, | ,, | ,, | ,, | ,, | |

કોઇક વેળા મહિના લેખે વ્યાજ ઠેરવવામાં આવે છે. એ પ્રમાણે વ્યાજ ઠેરવેલું હોય તો રૂા. ૧૦૦)નું ૧ મહિનાનું જે વ્યાજ ઠરાવેલું હોય તે વ્યાજને ૧૨ વડે ગુણવાથી ટકા આવશે, તે સમજાવતો દાખલો.

દાખલો:–મહિનાના ૨ આનાના દરે વ્યાજ ગણવાનું છે. અહિં ૨ આના×૧૨=૨૪ આના=૧½ રૂપિઓ =૧½ ૧॥ ટકા (p. c.)

૧૦૦ રૂપિઆનું ૧ મહિનાનું આઠ આના વ્યાજ છે. અને એ રીતે અમુક રકમનું અમુક મહિનાનું વ્યાજ ગણવાનું છે.

આ દાખલામાં ૮ આના × ૧૨ = ૯૬ આના = ૬ રૂપિઆ = ૬ ટકા...(6 p. c.)નો દર થયો.

આ દાખલાઓ ઉપરથી સમજાશે કે મહિનાની વ્યાજની તેરીખના ટકા કરી. ટકા પ્રમાણે આ વિભાગમાં હિસાબ જોવો.

આ વિભાગમાં મુદ્દલની (Capital) રકમોની સંખ્યા ૧ થી તે ૧૦૦૦૦૦૦ સુધીની આપેલી છે. તે (Capital) ના ખાનામાં આપવામાં આવી છે. તેની સંખ્યા નીચે પ્રમાણે આપી છે.

મહિનાના વ્યાજની રકમો બતાવનારા પત્રકોમાં ૧ થી ૧૦૦ સુધી દરેક સંખ્યા આપી છે. ૧૦૦ થી ૧૦૦૦ સુધી સો, સો ઉમેરીને થતી સંખ્યાઓ છે. ૧૦૦૦ થી ૧૦૦૦૦ સુધી હજાર, હજાર ઉમેરીને થતી સંખ્યાઓ છે. ૧૦૦૦૦ થી ૧૦૦૦૦૦ સુધી દશ હજાર, દસ હજાર ઉમેરીને થતી સંખ્યાઓ છે ૧૦૦૦૦૦૦ ની સંખ્યા પણ આપેલી છે. આ સંખ્યાઓ મુદ્દલ રૂપિઆની રકમની સંખ્યાઓ છે.

દિવસોના વ્યાજની રકમો બતાવનારા પત્રકોમાં ૧૦૦ થી ૧૦૦૦ સુધી સો, સો ઉમેરીને થતી સંખ્યાઓ છે. ત્યાર પછીની સંખ્યાઓ ઉપર જણાવેલા મહિનાના વ્યાજની રકમો બતાવનારા પત્રકોમાંની સંખ્યા પ્રમાણે છે. દિવસોના વ્યાજની રકમોવાળા પત્રકોમાં ૧ થી ૯૯ રૂપિઆની સંખ્યા અને તેની વ્યાજની રકમના પત્રક આપ્યા નથી. ૧ થી ૯૯ રૂપિઆની રકમ ઉપર અમુક ટકા લેખે અમુક દિવસની વ્યાજની રકમ જાણવા માટે 'પ્રોડકટસ' (Products) ના પત્રકોનો ઉપયોગ કરવો દાખલા તરીકે :—
દર વર્ષે દર સેંકડે ૬ ટકાના વ્યાજે ૫૦ રૂ. નું ૧૫ દિવસનું વ્યાજ શું. મુદ્દલની સંખ્યા ૫૦ છે. વ્યાજ જેટલા દિવસનું મેળવવું છે તેની સંખ્યા ૧૫ છે. તે બે સંખ્યાનો ગુણાકાર (૫૦ × ૧૫) ૭૫૦ થાય. ૭૫૦ 'પ્રોડકટસ' (Products) છે. ટકાનો દર ૬ છે. માટે જે પાનાને મથાળે બાજુ ઉપર ૬ ટકા (6 p. c.) છે. તે અ. પા. ૪૬૦ છે. તે પાનાના પત્રકમાં Products (પ્રોડકટસ) જે ખાનાને મથાળે છે તે ખાનામાં ૭૫૦ જોઇશું તેની પાસે બીજા ખાનામાં રૂ. ૦–૨–૦ છે. (અનુક્રમ પાનું ૪૬૦.) એટલે ૫૦ રૂ. નું ૧૫ દિવસનું ૬ ટકા લેખે વ્યાજ રૂ. ૦–૨–૦ પત્રક ઉપરથી મળ્યું.

## 'સર' અને 'પ્રોડકટસ'ની સમજ

'સર'—બે રીતે નક્કી કરવામાં આવે છે.

(૧) જ્યાં વ્યાજના આખા મહિનાની સંખ્યા હોય ત્યાં નીચે પ્રમાણે કરવામાં આવે છે. મુદ્દલ રૂપિઆની સંખ્યાને મહિનાની સંખ્યા વડે ગુણે છે આ રીતે જે સંખ્યા આવે તે સરની સંખ્યા છે દાખલા તરીકે રૂ. ૧૦૦ નું ૩ માસનું વ્યાજ ગણવાનું છે અહિં ૧૦૦×૩=૩૦૦ 'સર'ની સંખ્યા થઇ.

(૨) જ્યાં વ્યાજના આખા મહિના ઉપરાંત દિવસોની સંખ્યા હોય ત્યાં નીચે પ્રમાણે કરવામાં આવે છે મહિનાઓ માટે ઉપર બતાવ્યા પ્રમાણે સરની સંખ્યા ઉપજાવે છે પછી મુદ્દલના રૂપિઆની સંખ્યાને દિવસની સંખ્યા વડે ગુણવામાં આવે છે. તેથી જે સંખ્યા આવે તેને ૩૦ વડે ભાગે છે (અગર ૭ાા ના પાની મદદ લેવામાં આવે છે.) તેથી જે સંખ્યા આવે તે 'સર'ની સંખ્યાને મહિનાઓ માટે ઉપજાવેલી 'સર'ની સંખ્યામાં ઉમેરવામાં આવે છે. જેમકે રૂ. ૧૦૦ મુદ્દલ છે તેનું ૪ માસ ૩ દિવસનું વ્યાજ ગણવાનું છે ૧૦૦×૪=૪૦૦ મહિનાથી ઉપજાવેલી સરની સંખ્યા ૧૦૦×૩=૩૦૦÷૩૦=૧૦ સરની સંખ્યા તે ૩ દિવસની ઉપજાવી ૪૦૦+૧૦=૪૧૦ કુલ સરની સંખ્યા. તૈયાર કરવામાં આવે છે.

દાખલોઃ-રૂા. ૧૦૦ મુદ્દલનું ૪ માસ ૩ દિવસનું મહિનાના ૮ આનાના લેખે વ્યાજ શું?

આ દાખલામાં ઉપર બતાવ્યા પ્રમાણે ૪૧૦ 'સર' આવ્યા પછી ૧૦૦ના રૂા. ૦-૮-૦ તો ૪૧૦ ના કેટલા તે ગણવામાં આવે છે.

રૂા. ૦-૮-૦ એટલે ૫૦ દોકડા એટલે ૧૦૦ ના ૫૦ દોકડા એટલે ૪૧૦ ના ૨૦૫ દોકડા થયા. તેના રૂા. ૨ અને ૫ દોકડા થયા એટલે રૂા. ૨ અને ૯$\frac{3}{5}$ પાઈ રૂા. ૧૦૦ નું ૮ આના લેખે ૪ માસ ૩ દિવસનું વ્યાજ થયું.

આ પ્રમાણે 'સર' ઉપજાવી તેની વ્યાજની રકમ ઉપર બતાવ્યા પ્રમાણે ઉપજાવવામાં આવે છે. આ પદ્ધતિ દેશી પેઢીઓમાં પ્રચલીત જોવામાં આવે છે.

'પ્રોડકટસ' પ્રોડકટસ એ 'સર'ને માટેનો અંગ્રેજી શબ્દ છે. અંગ્રેજીમાં 'સર' Prodnot ની સંખ્યા ઉપજાવવા માટે ઉપર જણાવેલી દેશી રીત પ્રમાણેની પદ્ધતિ નથી પણ મુદ્દલની સંખ્યાને દિવસની સંખ્યા વડે ગુણવા અને પછી જે સંખ્યા આવે તેને પ્રોડકટસની સંખ્યા કહે છે.

રૂા. ૧૦૦ મુદ્દલનું ૧૨૩ દિવસનું (૪ મહિના-૩ દિવસનુ) ૬ ટકા લેખે (૮ આનાની તેરીખે) વ્યાજ ગણવાનું છે.

૧૦૦×૧૨૩=૧૨૩૦૦ પ્રોડકટસની સંખ્યા. આ રીતે પ્રોડકટસની સંખ્યા ઉપજાવવાની પધ્ધતિ બેન્કો અને અંગ્રેજી પેઢીઓમાં જોવામાં આવે છે અને એ પદ્ધતિ વાળાઓ માટે પ્રોડકટસની સંખ્યાઓનું વ્યાજ જાણવા માટે પત્રકો બનાવવામાં આવે છે. તેવા પત્રકો આ વિભાગમાં આપવામાં આવ્યા છે.

એ પદ્ધતિ પ્રમાણે ૧૨૩૦૦ની પ્રોડકટની સંખ્યાની વ્યાજની રકમ મેળવવા આ વિભાગનું અનુ. પાનું ૪૬૦નું પત્રક જોઇશું. ત્યાં ૬ ટકા લેખે ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે પ્રોડકટની સંખ્યાઓનું વ્યાજ પત્રક આપેલું છે. ત્યાં જે ખાનાને મથાળે (Product, (પ્રોડકટ) છે. તેમાં ૧૨૦૦૦ની પાસે Rs. A. P. (રૂા. આ. પા.) ના ખાનામાં ૨ રૂા. છે. તે રીતે ૨૮૧$\frac{1}{3}$ ની પાસે ૯ પાઇ છે. બાકી રહેલા ૧૮$\frac{2}{3}$ની કિંમત $\frac{3}{5}$ પાઇ થશે કારણ કે એ પત્રકમાં ૩૧$\frac{1}{4}$ ની ૧ પાઇ કિંમત છે એટલે આ પદ્ધતિ પ્રમાણે રૂા. ૨-૦-૯$\frac{3}{5}$ પાઇ વ્યાજની રકમ આવી.

અંગ્રેજી પેઢીઓમાં અને બેન્કોમાં ૩૬૫ દિવસનું વર્ષ ગણવામાં આવે છે. પ્રોડકટની સંખ્યા ઉપર ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણે વ્યાજની રકમ બતાવતા પત્રકો પણ આ વિભાગમાં આપવામાં આવ્યા છે. તે અ. પાના ૫૧૮ થી ૫૨૬ ઉપર છે.

તે પત્રક પ્રમાણે આગળ ઉપર જણાવેલા દાખલાની વ્યાજની રકમ આ પ્રમાણે જોઈશું.

પ્રોડકટસની સંખ્યા ૧૨૩૦૦ તે દાખલામાં છે. તેના ઉપરનું વ્યાજ જોવું. અ. પાનું ૫૨૩ છે તે જોવું. ત્યાં પત્રકમાં ૬ ટકા લેખે ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણે પ્રોડકટસ ઉપર વ્યાજ આપવામાં આવ્યું છે. તેમાં જે ખાનાને મથાળે Products છે તે ખાનામાં પ્રોડકટસની સંખ્યાઓ છે. તે ખાનાની પાસેના ખાનાના મથાળે Rs. A. P. (રૂા. આ. પા.) છે. તે ખાનામાં પ્રોડકટસની સંખ્યાનું વ્યાજ આપવામાં આવ્યું છે.

| | | | |
|---|---|---|---|
| તે ખાનાઓમાં જોતાં | ૧૨૧૬૬ ની પાસે | રૂા. ૨-૦-૦ છે. | |
| ,, ,, ,, | ૧૨૭ ની પાસે | રૂા. ૦-૦-૪ છે. અને | |
| ૩૨ ની ૧ પાઈ થાય છે એટલે | ૭ ની લગભગ | રૂા. ૦-૦-$\frac{1}{4}$ થશે. | |
| પ્રોડકટસ | ૧૨૩૦૦ ના | રૂા. ૨-૦-૪$\frac{1}{4}$ વ્યાજ થયું. | |

**(દાખલો ૧ લો.)** રૂા. ૫૦૦૦) નું ૨ ટકા લેખે ૯ માસ ૫ દિવસનું વ્યાજ શું ?

જે પાનાની બાજુએ ૨ ટકા અને ૯ માસ લખેલા છે તે પાનું જોઇશું. અનુક્રમ પાનું ૩૯૩ મું જોઇશું, ત્યાં રૂા. ૫૦૦૦) ની લાઈનમાં ૯ માસના મથાળાવાળા ખાનામાં રૂા. ૭૫–૦–૦ છે.

જે પાનાના મથાળે ૨ ટકા અને ૫ દિવસ લખેલા છે તે પાનું ૫ દિવસનું વ્યાજ જોવાને જોઈશું. તે અનુક્રમ પાનું ૩૯૭ મું છે. ત્યાં રૂા. ૫૦૦૦) ની લાઈનમાં જે ખાનાના મથાળે ૫ દિવસ છે તે ખાનામાં રૂા. ૧–૬–૨$\frac{2}{3}$ છે.

અનુ. પા. ૩૯૩, પર રૂા. ૫૦૦૦) નું ૯ માસનું વ્યાજ રૂા. ૭૫–૦–૦
અનુ. પા. ૩૯૭, પર રૂા. ૫૦૦૦) નું ૫ દિવસનું વ્યાજ રૂા. ૧–૬–૨$\frac{2}{3}$

રૂા. ૫૦૦૦) નું ૯ માસ ૫ દિવસનું ૨ ટકા લેખે વ્યાજ રૂા. ૭૬–૬–૨$\frac{2}{3}$

**(દાખલો ૨ જો.)** રૂા. ૧૦૯૮ નું ૪$\frac{1}{2}$ ટકા લેખે ૫ માસનું વ્યાજ શું?

જે પાનાની બાજુએ ૪$\frac{1}{2}$ ટકા ($4\frac{1}{2}$ p. c.) અને ૫ મહિના (5 months) છે તે પાનું જોઇશું. તે અનુક્રમ પાનું ૪૨૭ છે.

ત્યાં પત્રકમાં રૂા. ૧૦૦૦ પાસે ૫ માસના ખાનામાં રૂા. ૧૮–૧૨–૦
„ „ રૂા. ૯૮ „ „ „ „ ૧–૧૩–૫

રૂા. ૧૦૯૮) નું ૫ માસનું ૪$\frac{1}{2}$ ટકા લેખે વ્યાજ રૂા. ૨૦–૯–૫

**(દાખલો ૩ જો)** રૂા. ૬૫નું ૭$\frac{1}{2}$ ટકા લેખે ૨૫ દિવસનું વ્યાજ શું? (૩૬૦ દિવસ પ્રમાણેનું વર્ષ)

અહિં મુદ્દલ રૂપિઆની સંખ્યા અને દિવસની સંખ્યાને ગુણીશું. એટલે 'સર' ની સંખ્યા આવશે તે સરની સંખ્યાનું ૭$\frac{1}{2}$ ટકા પ્રમાણેનું વ્યાજ જોઇશું.

૬૫×૨૫=૧૬૨૫ 'સર' ની સંખ્યા.

જે પાનાની બાજુમાં ૭$\frac{1}{2}$ ટકા ($7\frac{1}{2}$ P. C.) અને પ્રોડકટસ (Products) છે તે પાનું જોઇશું તે અનુક્રમ પાનું ૪૭૯ છે તે પાનાના પત્રકમાં ૧૫૦૦ ની પાસે રૂા. ૦–૫–૦ છે.
„ „ „ ૧૨૫ ની પાસે રૂા. ૦–૦–૫ છે.
૧૬૨૫ 'સર'ની સંખ્યાનું ૭$\frac{1}{2}$ ટકા પ્રમાણે વ્યાજ રૂા. ૦–૫–૫ છે.

આ વ્યાજની રકમ રૂા. ૬૫ ની ૭$\frac{1}{2}$ ટકા લેખે ૨૫ દિવસનું વ્યાજ છે.

**(દાખલો ૪ થો)** રૂા. ૧૦૦૦૦૦નું ૫ ટકા લેખે ૭ માસનું વ્યાજ શું?

અહીં દર ૫ ટકાનો છે એટલે અહિં ૩+૨ પ્રમાણે ટકાના ભાગ પાડી તે પ્રમાણે પત્રક જોઇ વ્યાજની રકમ મેળવીશું. આમ કરવાનું કારણ એ છે કે ૫ ટકા પ્રમાણે આ વિભાગમાં વ્યાજની ગણત્રી આપી નથી.

જે પાનાની બાજુએ ૩ ટકા (3 P. C.) અને ૭ માસ (7 Months) છે તે પાનું અને જે પાનાની બાજુએ ૨ ટકા (2 P. C.) અને ૭ માસ (7 Months) છે એટલે અનુક્રમ પાનું ૪૧૦ અને ૩૯૧ જોઇશું અ. પા ૪૧૦ ના પત્રકમાં ૧૦૦૦૦૦ ની પાસેના ખાનામાં રૂા ૧૭૫૦–૦–૦

અ. પા. ૩૯૧ ના પત્રકમાં ૧૦૦૦૦૦ ની પાસેના ખાનામાં રૂા. ૧૧૬૬-૧૦-૮

૫ ટકા લેખે રૂા. ૧૦૦૦૦૦ ની ૭ માસની વ્યાજની રકમ રૂા ૨૯૧૬-૧૦-૮

(દાખલો ૫ મો) 'સર' (Product='પ્રોડક્ટ') ની સંખ્યા ૧૨૨૪૦૦૦ની ૯ ટકાના દરે વ્યાજની રકમ શું? (૩૬૦ દિવસનું ૧ વર્ષ)

જે પાનાની બાજુએ ૯ ટકા (9 p c,) અને Products (પ્રોડક્ટસ) છે, તે પાનું જોઇશું તે અ. પાનું ૪૯૮ છે ત્યાં પત્રકમાં ૧૨૦૦૦૦૦ ની પાંસે રૂ. ૩૦૦-૦-૦ છે.
૨૪૦૦૦ ની પાંસે રૂ. ૬-૦-૦ છે.

એટલે ૧૨૨૪૦૦૦ ની સંખ્યાના 'સર'ના રૂ. ૩૦૬-૬-૦ વ્યાજની રકમ થઇ.

(દાખલો ૬ઠ્ઠો) 'સર' (Product 'પ્રોડક્ટ') ૯૭૩૩૩૩૩૩ છે તેનું ૧॥ ટકા લેખે વ્યાજ શું? (૩૬૫ દિવસનું ૧ વર્ષ)

જે પાનાની બાજુએ ૧॥ ટકા ($1\frac{1}{2}$ P. c.) અને Propuct (પ્રોડક્ટસ) છે તે પાનું જોઇશું પણ અહિં ૩૬૫ દિવસ પ્રમાણેનું વર્ષ છે એટલે એ પત્રક અ પા. ૫૧૮ થી ૫૨૬ના કોઇ પાના ઉપર હશે. તે અ. પા. ૫૧૯ છે. ત્યાં પત્રકમાં ૯૭૩૩૩૩૩૩ ની પાસે રૂ ૪૦૦૦ તે તેની વ્યાજની રકમ છે.

(દાખલો ૭ મો.) રૂ. ૮૦૦૦ નું ૧૧ માસનું ૨ ટકા લેખે વ્યાજ શું?

અ અનુક્રમ પાનું ૩૯૫ જુઓ તેના પત્રકમાં બતાવ્યા પ્રમાણે રૂ. ૮૦૦૦ નું ૧૧ માસનું ૨ ટકા લેખે ૧૪૬ રૂ. ૧૦ આ. ૮ પાઇ વ્યાજ છે. (૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે)

બ ઉપર જણાવેલા દાખલામાં તિથીની વધઘટના દિવસો કાપવાના હોય તો રૂ. ૧૪૬-૧૦-૮ પાઇ નો ૬૦ મો ભાગ તેમાંથી બાદ કરવો.

રૂ. ૧૪૬-૧૦-૮ પાઈ ૧૧ માસનું ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણેનું વ્યાજ.

૦————

રૂ. ૨-૭ ૧$\frac{1}{3}$ પાઈ રૂ ૧૪૬-૧૦-૮ પાઇનો ૬૦ મો ભાગ (અ. પા. ૩૭ થી ૩૮)

————

રૂ. ૧૪૪-૩-૬$\frac{2}{3}$ પાઇ રૂ. ૮૦૦૦ નું ૧૧ માસનું ૨ ટકા લેખે દિવસ કાપીને ગણતા થયેલું વ્યાજ.

ક આ દાખલામાં સદરહુ રકમનું તેટલાજ વખતમાં તેટલાજ ટકા લેખે ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણે વ્યાજ જાણવા માટે નીચે બતાવ્યા પ્રમાણે.

રૂ. ૧૪૬-૧૦-૮ પાઇ રૂ. ૮૦૦૦ નું ૧૧ માસનું ૨ ટકા લેખે (વર્ષના ૩૬૦ દિવસ પ્રમાણે) વ્યાજ

૦————

રૂ. ૨-૦-૧$\frac{2}{3}$ પાઇ રૂ ૧૪૬-૧૦-૮ નો ૭૩ મો ભાગ (અ. પા. ૩૯ થી ૪૦)

————

રૂ. ૧૪૪-૧૦-૬$\frac{1}{3}$ પાઇ રૂ. ૮૦૦૦ નું ૧૧ માસનું ૨ ટકા લેખે (૩૬૫ દિવસના વર્ષ પ્રમાણે) વ્યાજ

ડ ઉપરના દાખલામાં ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણે આ વિભાગના Products 'પોડક્ટસ' ના પત્રકોની મદદથી વ્યાજ જાણવા માટે.

૮૦૦૦×૩૩૦ (૧૧ માસના દિવસો) = ૨૬૪૦૦૦૦

'પ્રોડક્ટસ' ની સંખ્યા તેનું ૨ ટકા લેખે વ્યાજ જાણવા.

જુઓ અનુક્રમ પાનું ૫૨૦, તેના પત્રકમાં જણાવ્યા મુજબ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૨૫૦૦૦ | ની | પાસે | રૂા. | ૧૦૦–૦–૦ |
| ૭૩૦૦૦૦ | ની | પાસે | રૂા. | ૪૦–૦–૦ |
| ૭૩૦૦૦ | ની | પાસે | રૂા. | ૪–૦–૦ |
| ૧૧૪૦૬ | ની | પાસે | રૂા. | ૦–૧૦–૦ |
| ૫૭૦ | ની | પાસે | રૂા. | ૦–૦–૬ |
| ૨૪ | ની | પાસે | રૂા. | ૦–૦ ¼ |

૨૬૪૮૦૦૦ પ્રોડક્ટસ નું રૂા ૧૪૪–૧૦–૬¾ વ્યાજ

ई ઉપરના દાખલામાં ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે આ વિભાગમાં જણાવેલા પ્રોડક્ટસની રીતે. દા. ૭ ड માં બતાવ્યા પ્રમાણે પ્રોડક્ટસની સંખ્યા ૨૬૪૦૦૦૦ ની છે. તેનું વ્યાજ જાણવા માટે જુઓ અ. પા ૪૦૮.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૮૦૦૦૦૦ | ની | પાસે | રૂા. | ૧૦૦– ૦–૦ |
| ૭૨૦૦૦૦ | ની | પાસે | રૂા. | ૪૦– ૦–૦ |
| ૧૦૮૦૦૦ | ની | પાસે | રૂા. | ૬– ૦–૦ |
| ૧૧૨૫૦ | ની | પાસે | રૂા. | ૦–૧૦–૦ |
| ૭૫૦ | ની | પાસે | રૂા. | ૦– ૦–૮ |

૨૬૪૦૦૦૦ પ્રોડક્ટસનું રૂા. ૧૪૬–૧૦–૮ વ્યાજ થયું.

फ ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણે અમુક રકમનું અમુક ટકા પ્રમાણે અમુક મુદ્દતનું વ્યાજ આપેલું હોય તેના ઉપરથી ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણેનું વ્યાજ નીચે પ્રમાણેની રીતે મળશે.

આ દાખલામાં ઉપર જણાવેલો દા. ૭ ड લઈશું. ત્યાં રૂા. ૧૪૪–૧૦–૬¾ પાઇ વ્યાજ છે. તેમાં તેનો ૭૨ મો ભાગ ઉમેરતાં ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણેની વ્યાજની રકમ મળશે.

રૂા. ૧૪૪–૧૦–૬¾ પાઇ રૂા. ૮૦૦૦ નું ૧૧ માસનું ૨ ટકા પ્રમાણે (૩૬૫ દિવસનું વર્ષ) વ્યાજ.

તેમાં ઉમેરતાં રૂા. ૨–૦–૧¼ પાઇ રૂા. ૧૪૪–૧૦–૬¾ નો ૭૨ મો ભાગ (અ. પા. ૪૧–૪૨)

રૂા. ૧૪૬–૧૦–૮ પાઇ રૂા. ૮૦૦૦ નું ૧૧ માસનું ૨ ટકા પ્રમાણે (૩૬૦ દિવસનું વર્ષ) વ્યાજ.

દા ૭ માં अ, ब, क, ड, ई, फ, દાખલાઓ આપ્યા છે.

अ. નીશાનીના દાખલામાં વ્યાજની રકમ તૈયાર ગણેલી આ વિભાગના પત્રક ઉપરથી જાણવાની રીત બતાવવામાં આવી છે.

ग નીશાનીના દાખલામાં વર્ષના ૩૬૦ દિવસ પ્રમાણે પત્રકો ઉપરથી વ્યાજની રકમ મેળવી તે રકમ ઉપરથી તિથીઓની વધ ઘટના દિવસો કાપીને વ્યાજની રકમ જાણવાની રીત બતાવવામાં આવી છે.

क નીશાનીના દાખલામાં ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે વ્યાજની રકમ ઉપરથી ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણે વ્યાજની રકમ જાણવાની રીત બતાવવામાં આપી છે.

ड નીશાનીના દાખલામાં આ વિભાગના Products 'પ્રોડક્ટસ'ના પત્રકોની મદદથી ૩૬૫ દિવસના વર્ષ પ્રલાણે વ્યાજની રકમ ગણી બતાવવામાં આવી છે.

इ નીશાનીવાળા દાખલામાં Products પ્રોડક્ટસના પત્રકોની મદદથી ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે વ્યાજની રકમ ગણી બતાવવામાં આવી છે.

फ નીશાનીના દાખલામાં ૩૬૫ દિવસના વર્ષ પ્રમાણેની વ્યાજની રકમ ઉપરથી ૩૬૦ ના દિવસના વર્ષ પ્રમાણેની વ્યાજની રકમ મેળવવાની રીત બતાવવામાં આવી છે.

ઉપર જણાવેલા દાખલાઓમાં મુદ્દલની અમુક રકમ લઇને સમજુત આપવામાં આવી છે. પરંતુ આ વિભાગના પત્રકો નામું રાખનાર વ્હેપારીઓ. પેઢીઓ વિગેરેને ખાતાઓનું વ્યાજ ગણવામાં કેવી રીતે ઉપયોગમાં લેવા તે નીચે બતાવવામાં આવ્યું છે. હાલમાં જે રીતે વ્યાજનું ખાતું તૈઆર થાય છે. તે રીત અને આ વિભાગના પત્રકોની મદદથી વ્યાજનું ખાતું જે રીતે તેઆર થઈ શકે તે બે રીતની સમજ ખાતાઓ આપીને નીચે આપવામાં આવી છે.

(ખાતુ નં. ૧)

## શા. ભગવાનદાસ મથુરાદાસનું ખાતુ સંવત ૧૯૯૪

| જ | ઉ |
|---|---|
| ૧૦૦૦) માગસર સુદ ૪ વા. ભોમ | ૫૦૦) ફાગણ સુદ ૧૫ વા. બુધ |
| ૨૦૦) પોસ સુદ ૯ વાર. સોમ | ૫૦૦) ચૈતર વદ ૨ વા. શનેઉ |
| ૨૫૦૦) ભાદરવા વદ ૨ વાર રવેઉ | ૨૦૦) વૈશાખ સુદ ૧૩ વાર ગુરૂ |
| | ૩૦૦) જેઠ વદ ૨ વાર બુધ |
| ૩૭૦૦) | ૬૦૦) શ્રાવણ સુદ ૯ વા. ગુરૂ |
| | ૪૦૦) ભાદરવા વદ ૯ વા. રવેઉ |
| | ૫૦૦) આસો સુદ ૧૫ વાર રવેઉ |
| | ૩૦૦૦) |

એક પેઢીમાં શા. ભગવાનદાસ મથુરાદાસને રૂપિઆ આપવા લેવાનો વ્યવહાર છે. તે પેઢીમાં શા૦ ભગવાનદાસ મથુરાદાસનું ખાતું ઉપર પ્રમાણે રાખવામાં આવે છે. આ ખાતાને ખાતું નં. ૧ કહીશું.

ખાતા નં. ૧ નું વ્યાજનું ખાતું નીચે જણાવેલા ખાતા નં. ૨ પ્રમાણે પેઢીમાં તૈઆર કરવામાં આવે છે.

( ખાતુ નં. ૨ )

## શા. ભગવાનદાસ મથુરાદાસનું વ્યાજ ખાતુ સંવત ૧૯૬૪.

જ

૩૯૦૦ રૂા. ૧૦૦૦) માગસર સુદ ૪
૧૬૮૩ા રૂા. ૫૦૦ ફા. સુ. ૧૫
માસ ૩ દિ ૧૧
૨૨૧૬ાા રૂા. ૫૦૦ ચૈ. વ. ૨
માસ ૪ દિ. ૧૩

૩૯૦૦

૮૨૬ાા રૂા. ૨૦૦) પોસ સુદ ૯
૮૨૬ાા રૂા. ૨૦૦ વૈ. સુ. ૧૩
માસ ૪ દિ. ૪

૧૫૬૨ાા રૂા. ૨૫૦૦ ભાદરવા વદ ૨
૦ રૂા. ૩૦૦) જેઠ વ. ૨
૦ રૂા. ૬૦૦ શ્રાં સુ. ૯
૯૩ા રૂા. ૪૦૦) ભા. વ. ૯
દિ. ૭
૪૬૬ા રૂા. ૫૦૦) આ. સુ. ૧૫
દિ. ૨૮
૧૦૦૩ા રૂા. ૭૦૦) આ. વ. ૦))
માસ ૧ દિ. ૧૩

૧૫૬૨ાા

૬૨૮૯ા

૧૬૬૦

૪૬૨૯ા

ઉ

૦ રૂા. ૫૦૦) ફા. સુ. ૧૫
૦ રૂા. ૫૦૦) ચૈ. વ. ૨
૦ રૂા. ૨૦૦) વૈ. સુ. ૧૩
૯૦૦ રૂા. ૭૦૦ જે. વ. ૨
માસ ૩
૭૬૦ રૂા. ૬૦૦ શ્રા. સુ. ૯
માસ ૧ દિ. ૮
૦ રૂા. ૪૦૦ ભા. વ. ૯
૦ રૂા. ૫૦૦ આ. સુ. ૧૫
૦ બાકી રૂા. ૭૦૦ આ. વ. ૦))

૧૬૬૦

(૧) ખાતુ નં. ૧ જોતાં માલમ પડશે કે માગસર સુદ ૪ ને રોજ રૂા. ૧૦૦૦) ની રકમ પેઢીમાં જમા થઇ છે, રૂા. ૫૦૦) ની રકમ ફાગણ સુદ ૧૫ ના રોજ પેઢીમાંથી ઉપાડવામાં આવી છે. એટલે એ રકમનું વ્યાજ ફાગણ સુદ ૧૫ થી બંધ થાય છે. તે રકમનું માગસર સુદ ૪ થી ફાગણસુદ ૧૫ સુધીનું વ્યાજ પેઢીએ આપવાનું છે. રૂપિઆ ૫૦૦) ની રકમ ચૈતર વદ ૨ ને રોજ

પેઢીમાંથી ઉપડી છે. એટલે માગસર સુદ ૪ થી ચૈતર વદ ૨ સુધીનું વ્યાજ તે રકમ ઉપર પેઢીએ આપવાનું છે.

ખાતા નં. ૨ માં જમા બાજુએ રૂા. ૧૦૦૦) ની રકમ માગસર સુદ ૪ ને રોજ જણાવવામાં આવી છે. રૂા. ૫૦૦) ની ફા સુદ ૧૫ની અને રૂા. ૫૦૦) ની ચૈ. વદ ૨ ની ઉપાડની રકમો રૂા. ૧૦૦૦) ની માગસર સુદ ૪ ની રકમના પેટામાં મૂકી છે. તે રકમોના વ્યાજના દિવસો ગણી તે રકમોના પેટામાં મૂકયા છે, અને તે રકમોના સર ગણી તેઓના મથાળે મૂકયા છે, તે સરનો સરવાળો કરી રૂા. ૧૦૦૦) ની રકમના મથાળે મૂકયો છે. એ રૂપિઆ ૧૦૦૦) ના વ્યાજના સરની સંખ્યા છે. ઉધાર બાજુની આ રકમ આગળ ૦ મૂકયા છે.

(૨) ખાતા નં. ૧ માં રૂપિઆ ૨૦૦) ની રકમ પોષ સુદ ૯ ને રોજ પેઢીમાં જમા આવી છે. રૂા. ૨૦૦) ની રકમ વૈસાખ સુદ ૧૩ ને રોજ ઉપાડવામાં આવી છે. અહિં રૂા. ૨૦૦ નું પોષ સુદ ૯ થી તે વૈસાખ સુદ ૧૩ સુધીનું વ્યાજ પેઢીએ આપવાનું છે. આ રકમો ઉપર પેરા (૧) માં જણાવેલી રકમો જેવી છે. એટલે તે રકમો ખાતા નં ૨ માં તે પ્રમાણે મૂકી છે.

(૩) ખાતા નં. ૧ માં રૂા. ૩૦૦) ની રકમ જેઠ વદ ૨ ને રોજ અને રૂા. ૬૦૦) ની રકમ શ્રાવણ સુદ ૯ ને રોજ ઉપાડવામાં આવી છે. એ રકમો ઉપર જેઠ વદ ૨ થી ભાદરવા વદ ૨ સુધીનું અનુક્રમે વ્યાજ પેઢીએ લેવાનું છે. એટલે ખાતા નં. ૨ માં તે રકમોની વ્યાજના દિવસો ગણી ઉધારની બાજુએ તે રકમોના પેટામાં મૂકયા છે. અને તેના સર ગણી તે રકમોના મથાળે મૂકયા છે. અને એ રકમો જમા બાજુએ રૂા. ૨૫૦૦) ની ભાદરવા વદ ૨ ની રકમના પેટામાં જણાવી તેની પાંસે ૦ મૂકયા છે.

(૪) ખાતા નં. ૧ માં ઉધાર બાજુએ રૂા. ૪૦૦) ની રકમ ભાદરવા વદ ૯ ની છે. અને રૂા. ૫૦૦) ની રકમ આસો સુદ ૧૫ ની છે. આ રકમો ખાતા નં. ૨ માં ઉપર જણાવેલા પેરા (૧) માં બતાવેલી રકમો પ્રમાણે લખવામાં આવી છે. કારણ તે રકમોનું વ્યાજ ભાદરવા વદ ૨ થી ભાદરવા વદ ૯ અને ભાદરવા વદ ૨ થી આસો સુદ ૧૫ સુધીનું અનુક્રમે પેઢીએ આપવાનું છે.

(૫) આસો વદ ૦)) ને દિવસે હિસાબ મેળવતા ખાતા નં. ૧ માં જણાવ્યા પ્રમાણે રૂા. ૭૦૦) બાકી રહે છે. આ રકમનું વ્યાજ પેઢીએ ભાદરવા વદ ૨ થી આસો વદ ૦)) સુધીનું આપવાનું છે તે રકમ પેરા (૧) માં બતાવેલી રકમો પ્રમાણે ખાતા નં. ૨ માં લખવામાં આવી છે.

ખાતા નં. ૨ માં જમા ઉધારના 'સર'ના સરવાળા કરી તે જમા ઉધાર બાજુએ જણાવવામાં આવ્યા છે. જમાના 'સર'નો સરવાળો ૬૨૮૯ાા છે. અને ઉધારના 'સર'નો સરવાળો ૧૬૬૦ નો છે. જમાના 'સર' ઉધાર બાજુના 'સર' કરતાં વધારે છે. તેની બાદબાકી કરી જમાના 'સર' ૪૬૨૯ાા મૂકયા છે તે 'સર'ની સંખ્યાનું વ્યાજ પેઢીએ શા. ભગવાનદાસ મથુરાદાસને આસો વદ ૦)) સુધીનું આપવાનું છે.

રૂા. ૫૦૦) નું માગસર સુદ ૪ થી ફા. સુદ ૧૫ સુધીના સર જાણવા મ્હોડે અગર કાગળ ઉપર ગણતા માગસર સુદ ૪ થી ફાગણ સુદ ૧૫ સુધીના દિવસ ૧૦૧ આવે છે. દિવસ ૧૦૧ માંથી ૩૦ દિવસના મહિના લેખે આખા મહિના મેળવ્યા તે ૩ મહિના આવ્યા. બાકી ૧૧ દિવસ રહ્યા.

હવે ૫૦૦ × ૩ = ૧૫૦૦
૫૦૦ × ૧૧ = ૫૫૦૦ × $\frac{1}{30}$ = ૧૮૩।

૧૫૦૦
+ ૧૮૩।
૧૬૮૩।

આ 'સર' રૂા. ૫૦૦ના ૩ માસને ૧૧ દિવસના થયા. એ પ્રમાણે દરેક રકમના 'સર' નક્કી કરી રકમોના મથાળે મૂકવામાં આવ્યા છે. અહિં વ્યાજ ૬ ટકા લેખે ગણવાનું હોય તો નીચે પ્રમાણે ઉપર જણાવેલા ૪૬૨૯।। 'સર'ના રૂા. આ. પાઇ નીચે પ્રમાણે થયા

૧૦૦ ના ૮ આના તો ૪૬૦૦ ના રૂા. ૨૩-૦-૦
૧૦૦ ના ૮ આના તો ૨૯।। ના રૂા. ૦-૨-૪$\frac{1}{2}$

૨૩-૨-૪$\frac{1}{2}$ પાઇ

આ વ્યાજ ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે દિવસ કાપ્યા વગરનું છે.

વ્યાજનો હિસાબ ગણવામાં દિવસ કાપીને પણ વ્યાજ ગણવામાં આવે છે. જો તે પ્રમાણે વ્યાજ ગણવું હોય તો ખાતા નં. ૨ માં જમે ઉધારની રકમોના પેટાની રકમ નીચે વ્યાજ ગણવાના જે દિવસો મૂકવામાં આવ્યા છે તે દિવસોની સંખ્યામાંથી ૩૦ દિવસના $\frac{1}{2}$ દિવસ લેખે દિવસો બાદ કરી જે દિવસો આવે તે મૂકે છે. જેમકે ખાતા નં. ૨ માં ઉધાર બાજુએ રૂા. ૩૦૦)ની રકમ છે. તેના પેટામાં ૩ માસ છે તેને બદલે ૨ માસ ને ૨૮।। દિવસ તે રકમના પેટામાં મૂકે છે એટલે ૩ માસમાંથી ૧।। દિવસ બાદ કરી બાકીના દિવસો મૂકે છે.

કેટલાક હિસાબ ગણનારા ઉપર પ્રમાણે દિવસ બાદ ન કરતાં વર્ષ આખરે આપવા અગર લેવાના જે 'સર'ની સંખ્યા નક્કી થાય તેનો ૬૦ મો ભાગ તે 'સર'ની સંખ્યામાંથી બાદ કરે છે. જેમકે ખાતા નં. ૨ માં ૪૬૨૯।। 'સર' છે. તેમાંથી તેનો ૬૦મો ભાગ બાદ કર્યો.

૪૬૨૯।। નો ૬૦ મો ભાગ ૭૭ છે એટલે ૪૬૨૯।।

૭૭

૪૫૫૨।। 'સર'

વ્યાજના આપવાના 'સર' તરીકે ગણે છે. અને તેના રૂા. આ. પાઇ ગણીને મૂકે છે તેના રૂા. ૨૨-૧૨-૨$\frac{1}{2}$ પાઈ થયા.

ઉપર જણાવ્યા પ્રમાણે ખાતા નં. ૨ હાલની રીતે વ્યાજ ગણવાના ખાતાનો નમુનો છે. અને વ્યાજ ગણી બતાવેલી રીત પણ વ્યવહારમાં જોવામાં આવે છે હવે આ વિભાગના પત્રકોની મદદથી તૈયાર થતા ખાતાનો નમુનો ખાતું નં. ૩ છે. તે નીચે આપવામાં આવ્યું છે.

ખાતુ નં. ૩.

## શા. ભગવાનદાસ મથુરાદાસનું ખાતું સંવત ૧૯૯૪.

જ

૧૯-૮-૦ રૂા. ૧૦૦૦) માગસર સુદ ૪
૮-૬ ૮ રૂા. ૫૦૦) ફા. સુ. ૧૫
માૅ૦ ૩ દિ. ૧૧
૧૧-૧-૪ રૂા. ૫૦૦ ) ચૈ. વ ૨
માસ ૪. દિ. ૧૩

———

૧૯-૮-૦
૪-૨-૧½ રૂા. ૨૦૦) પોષ સુદ ૯
૪-૨-૧½ રૂા. ૨૦૦ વૈ. સુ. ૧૩
માસ ૪ દિ. ૪

———

૭-૧૩-½ રૂા. ૨૫૦૦ ભાદરવા વદ ૨
૦ રૂા ૩૦૦) જેઠ વદ ૨
૦ રૂા. ૬૦૦ ) શ્રા. સુદ ૯
૦-૭-૫½ રૂા. ૪૦૦) ભા વદ ૯દિ. ૭
૨-૫ ૪ રૂા. ૫૦૦) આ. સુ. ૧૫
દિં, ૨૮
૫-૦-૩ રૂા. ૭૦૦) આ. વ. ૦))
માસ. ૧ દિ, ૧૩

———

૭-૧૩-½

———

રૂા. ૩૧-૭-૨ આપવાનું વ્યાજ

———

રૂા. ૮-૪-૯½ લેવાનું વ્યાજ

———

રૂા. ૨૩-૨-૪½ આપવાનું કુલ વ્યાજ
દિવસ કાપ્યા વગર

———

૦-૬-૨¼ દિવસ કાપીને વ્યાજ
આપવાનું હોય તો રૂા.
૨૩-૨-૪½નો ૬૦મો
ભાગ બાદ કર્યો

———

રૂા. ૨૨-૧૨-૨¼ દિવસ કાપીને આપ-
વાની વ્યાજની રકમ

ઉ

૦ રૂા. ૫૦૦) ફા. સુ. ૧૫
૦ રૂા. ૫૦૦) ચૈ. વ. ૨
૦ રૂા. ૨૦૦) વૈ સુ. ૩
૪-૮-૦ રૂા. ૩૦૦) જે. વ. ૨
માસ ૩
૩-૧૨-૯½ રૂા. ૬૦૦) શ્રા. સુ. ૯
માસ ૧ દિ. ૮
૦ રૂા. ૪૦૦) ભા વ. ૯
૦ રૂા. ૫૦૦) આ. સુ. ૧૫
૦ બાકી રૂા. ૭૦૦) આ. વ. ૦))

———

૮-૪-૯½

આ ખાતામાં જમા ઉધારની રકમો અને તેના પેટામાં બતાવેલા વ્યાજના દિવસો ખાતા નં. ૨ પ્રમાણે છે. પરંતુ અહિં રકમોના મથાળા ઉપર 'સર'ની સંખ્યા મૂકવામાં આવી નથી.

